

"શ્રીવળા ઔદિચ્ય સહસ્ર જ્ઞાતિ હિતવર્ધક મંડળ"
મુંબઇ.
( સ્થાપના સંવત ૧૯૭૦ )

## નિબન્ધમાળા ગ્રંથ ૧ લો સંવત ૧૯૭૨

# બ્રહ્મચર્ય.

લેખક,
નામી નિબન્ધની હરિફાઇમાં પહેલા વર્ગનું
પ્હેલું ઇનામ મેળવનાર.

**ભાઇશંકર ગોપાળજી મ્હેતા,**
**વળાવડવાળા.**

છંપાવી પ્રસિદ્ધ કરનાર મેનેજીંગ કમીટીની મંજુરીથી.

**જ૦ અ૦ વળાકર ત્રિવેદી.**
**જટાશંકર પુરૂષોત્તમ રાવળ.**
૧૦૫. વીઠલવાડી, મુંબઇ ૨. ઓ૦ જો૦ સેક્રેટરીઓ.



સંવત ૧૯૭૩. પ્રત ૨૫૦. સને ૧૯૧૭.

---

રતિલાલ હરજીવન પટેલે, શ્રીકૃષ્ણ પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું,
અનંતવાડી મુંબઈ નં. ૯.

# શુભાશિર્વાદ અને ધન્યવાદ.

## દોહરો.

કોવિદ કુળ દિપક કરણ, બ્રહ્મનિષ્ઠ બળવત્ર,
વિઠ્ઠલ સુત વિદ્વાન શુભ, છગનલાલ દ્વિજ છત્ર.

## હરિગિત.

શ્રીમંત ખંત અનંત રાખી, જ્ઞાતી હિત કરનાર છે,
મારૂં અને તારૂં ત્યજી, શુભ ધર્મને ધરનાર છે;
નરમાશ ખાસ પ્રકાશ પામી, દિવ્ય દેહ દિપાવતી,
છળ ભેદ ખેદ તમામને, કરી કેદ વેદ વસાવતી.
ગમ્ભિર ગુણ ભંડાર, ને ઉદ્ગાર પારાવાર છે,
નશકાય કવને વર્ણવી, એવી સુકિર્તિ અપાર છે;
લાલિત્ય મનમાં લાગણી, રાખી ઘણા રાજી રહે,
લક્ષ્મી તણો દઈ લાભ, દિન દ્વિજ બાળનાં દુઃખને દહે.
વિધવા બિચારી વિપદ્દમા, આવી પડેલી જાણીને,
ઠરી ઠામ બેસે ઠીક માટે, દે મદદ દિન પ્રાણીને;
લઘુવય વિચારો શ્રેષ્ટ છે, સ્તુતિ પાત્ર કાર્યો સર્વદા,
દાના દયાળુ રંક કેરૂં, રત્ન યત્ન કરે અદા.
સર્વત્ર ઔદિચ્યો તણો, કરવા ઉદય સંસારમાં,
ત્રિપદા ઉપાસિક તંત્ર ફેંકે, વિષમ આ વ્યવહારમાં;
વેગે વિભુ કરી વાર, તેના તર્ક પારકરો સદા,
દીન દાસપર કરજે દયા, આવે નહીં કદી આપદા.
શી છે સ્થિતિ! કેવી હતી? તેનો વિચાર કરો ખરો,
હોયે ઉંડા મુળ ધર્મનાં, એ સત્ય છે શંકા હરો;
રમણિય નગર મુંબઇ વિષે, મસ જે૦ મોનિ જામીગયા,

નિશ્ચય ઉદય ઔદિચ્યનો, કરવા સબળ ભાગી થયા.
વાહરે વિશારદ ધન્ય છે! માતા પિતા નિજ જાતને,
સિદ્ધિ સમૃદ્ધિ સાંપડી, તે યોગ્ય લાગી જ્ઞાતીને;
સુખ રૂપ ધારા ને સુધારા, શ્રેષ્ટ એવા સ્થાપજો,
ખિલવી ખુબીથી જ્ઞાતિને, ખુબ જગત માંહે જામજો.
નોકર અને સૌ જ્ઞાતિજન, હૈયા વિષે હરખાય છે,
ભગવાન તું કરજે ભલું, આશિષ એ અર્પાય છે;
વતની વળાના વિજયચિંનું, એપણ અમોને માન છે,
એવા થવા સૌ માનવંતા, "કા-ન" સત્તાવાન છે?

## દોહરો.

ઉદય થજો ઔદિચ્યનો, આવા રત્નોત્પન્ન,
પ્રભુ! પ્રતિ છે પ્રાર્થના, પૂરણ થઇ પ્રસન્ન.

કવિ કહાનજી ઘેલાભાઇ શુકલ
વળા નિવાસી.



# અર્પણ પત્રિકા.

## શ્રીયુત્ છગનલાલ વિઠ્ઠલજી ત્રિવેદી જોગ મુંબઇ.

મુરબ્બી બન્ધુ !

આપ એક હમારા વળાનાજ ત્રવાડી કુટુંબમાં જન્મ લઇ બાહોશીથી આગળ વધી, મુંબઇ જેવા પ્રવૃતીમય શહેરમાં બ્હોળો વેપાર કરી, આજે એક પ્રતિષ્ઠિત વેપારી તરીકે પુરવાર થયા છો. વર્તમાનમાં આપ એક ધનાઢ્ય વેપારી છતાં, આપનું જીવન સાદું, રસાળ અને ઉદાર વૃત્તીથી જ્ઞાતિ હિતમાં રોકાયલું જોતાં હમોને જેટલો આનંદ થાય તેટલો ઓછો છે.

આ મંડળનો પણ "જ્ઞાતિહિત" એજ ઉદ્દેશ હોવાથી જ્ઞાતિમાં તર્ક શક્તિ ખિલવવાને માટે દરવર્ષે જુદા જુદા વિષયો ઉપર ઇનામી નિબન્ધ માગવામાં આવે છે, તે રવૈયા અનુસાર ગત વર્ષમાં પણ "બ્રહ્મચર્ય" ના વિષય ઉપર ઇનામી નિબન્ધ માગવામાં આવ્યો હતો, અને તે હરિફાઇમાં પ્હેલા વર્ગમાં પ્હેલું ઇનામ જીતનાર લેખકનો આ લેખ છપાવવામાં આવ્યો છે, અન તેને છપાવવાનાં ખર્ચની આપની પાસે માગણી થતાં, તે આપે ઘણીજ ખુશીથી સ્વિકારી, હમોને આભારી કરેલ છે તે હમો ભૂલી જતા નથી.

આ લઘુ પુસ્તકમાં આપનો ફોટો મૂકવા, આ મંડળના કાર્ય વાહકોનો અત્યાગ્રહ છતાં, કિર્તિદાનને અભાવે આપે તે મંજુરી હમાને આપી નથી. તેથી કરી હમારી ઉમેદ હમારે હૃદયમાંજ રાખી મુકવી પડી છે.

આપની આ મંડળ પ્રત્યેની ભલી લાગણી તથા શુભાશિષ જોતાં આ લઘુ પુસ્તક આપનાજ હસ્તમાં મુકી, આપનું શુભ ઇચ્છી વિરમિએ છીએ.

લી૦ સેવકો,

જ૦ અ૦ વળાકર ત્રિવેદી.

જયાશંકર પુરૂષોત્તમ રાવળ.

ઓ૦ જો૦ સેક્રેટરીઓ.

"શ્રી વળા આદિત્ય સહસ્ર જ્ઞાતિહિત વર્ધક મંડળ" મુંબઇ.

# પ્રસ્તાવના.



**શ્રી વળા ઐાદિચ્ય સહસ્ત્ર જ્ઞાતિ હિતવર્ધક મંડળ તરફથી** નીબંધ માળાના પ્રથમ મણકાની પ્રસ્તાવના લખવાનું માંગળિક કાર્ય મજકુર મંડળના મંત્રી શ્રીયુત જ૦ અ૦ વળાકર ત્રિવેદીએ મિત્રભાવે મને સોંપ્યું. આ પ્રસંગ મને મળ્યો તે માટે તેઓશ્રીનો આભાર માનું છું.

પરમાર્થિક કાર્યનું અવલોકન કરવું એ પણ એક સદ્‌ભાગ્ય છે. એ ફરજ બજાવતાં ખરેજ આનંદિત ઘડી અનુભવતાં કૃતાર્થ થાઉં છું.

દેશ સેવા બજાવવાનાં સાધન, અને તે શિક્ષણ લેવાનો પાઠ, એકાદ સંસ્થાદ્વારાએજ મેળવી શકાય છે, અને તેજ ઉદ્દેશથી સમાનવર્ગના ધંધાદારીઓ, જ્ઞાતિઓ, અને ઉચ્ચ અભિલાષ ધરાવતા મિત્રો, સાથે મળી તેવી સંસ્થાઓ સ્થાપે છે. અને તે દ્વારા પોતે અનુભવ-અવલોકન શક્તિ વધારતા, પરમાર્થી શુભ કાર્યો કરે છે. તે નિયમાનુસાર આ મંડળ સંવત ૧૯૭૦ ની અધવચે ઉત્પાદક રા૦ રા૦ ગોપાળજી રણછોડજી ત્રિવેદીના મહદ્ પ્રયાસથી ઉભું થયું છે. અને તે તેનું કાર્ય તેમના ઉત્સાહી મંત્રીઓના શ્રમથી અને જ્ઞાતિ હિતેચ્છુઓની સહાય અને સંમતીથી દીન પર દીન જ્ઞાતિબંધુઓની ઉન્નતિના પ્રયાસો ફતેહમંદ રીતે મક્કમપણે કરી રહેલ છે, એજ તેમના શ્રમની કાર્યસિદ્ધ ફળપ્રાપ્તિ ગણી શકાય.

કેટલાંએક મંડળ શરૂઆતમાં સ્થાપીત થયા બાદ ઉત્સાહી અને મેહેનતુ મંત્રીઓના અભાવે નામનાંજ બની નિંદ્રા લેછે. તેમ આ મંડળ અસ્વસ્થ નહીં રહેતાં પ્રયત્નશીલ રહેલ છે.

તેમના ગતવર્ષના રીપોર્ટ પરથી જાણી શકાય છે કે, આ મંડળે અનેક શુભ કાર્યો કરવા ઉપરાંત સ્વજ્ઞાતિ હિત માટે શ્રી વળામાં ઉત્તમ સંસ્કૃત પાઠશાળાની શરૂઆત કરી છે, અને સભાસદોના જ્ઞાનના વધારા માટે સરક્યુલેટીંગ લાઇબ્રેરી પણ સ્થાપન કરી છે તેમજ સમસ્ત જ્ઞાતિના ઉત્સાહી યુવાનોને બહાર પાડવા, તથા ખરૂં બ્રહ્મજ્ઞાન, જે બ્રાહ્મણોમાં છુપી રીતે પ્રાચીન સમયથી વારસામાં મળેલુંજ છે, તે પ્રકાશમાં લાવવા જુદા જુદા ઉપયોગી વિષય ઉપર નીબંધો માગવાની યોજના પણ યોજી છે તેપણ મંડળના કાર્યવાહકોને ધન્યવાદ સમાન છે.

ચાલુ વર્ષ એટલે ગત્ સંવત ૧૯૭૨ ના વર્ષમાં બ્રાહ્મણો માટે ખાસ જરૂરનો વિષય, કે જેને લઈનેજ ખાસ બ્રાહ્મણો સર્વ વર્ણોમાં શ્રેષ્ટ–ગુરૂપદ ભોગવે છે તેનું મૂળ સૂત્ર જે " બ્રહ્મચર્ય " તે ઉપર માગવામાં આવેલો છે.

આ બ્રહ્મચર્યનું મહાત્મ યાને તે વ્રતની આવશ્યકતા, તેના ફાયદા, પ્રાચીન અને અરવાચીનમાં પળાતા બ્રહ્મચર્યની રીતીનો મુકાબલો કરી, જનસમાજની દ્રષ્ટીએ ઉત્તમ પ્રકાશ લાવી મુકવા માટે પ્રથમ નંબરનું પરિતોષીક જીતી જનાર આ નીબંધના લેખક મી૦ ભાઈશંકર ગોપાળજી મેહેતાએ પોતાની ફક્ત ૧૯ વર્ષની વય દરમ્યાન વિદ્યાર્થી અવસ્થામાં બહુ સારૂં વર્ણન આપેલું છે. **બાળક જન્મ પામી વિદ્યાર્થી અવસ્થામાં આવતાં, જો પ્રથમ બક્ષીસ તરીકે તેના હાથમાં આપવા કોઇપણ યોગ્ય પુસ્તક શોધીએ, તો તે આ " બ્રહ્મચર્ય " જ છે.** આવું ઉત્તમ જ્ઞાન એક નાની ઉમરનાં વિદ્યાર્થી મગજમાંથી નીકળતું જાણી સંતોષ સાથે આનંદ થાય એ સ્વભાવિક છે.

આજકાલના અન્ય બ્રહ્મણોના યુવકોની માફક કેળવણી તરફ અભાવ નહીં રાખી, ઉત્તમ પુસ્તકોના વાંચનમાં પ્રેમ રાખી, જે અનુભવનો સંગ્રહ આ લેખક વિદ્યાર્થીએ કર્યો છે, અને તે સંગ્રહ પણ ભંડારમાં ભારી નહીં રાખતાં જનસમાજને લહાણી આપવા જે શ્રમ લીધો છે તે માટે મજકુર યુવાન વિદ્યાર્થી ધન્યવાદને યોગ્ય છે. અને બીજા વિપ્રબાળકો આ વિદ્યાર્થીનું અનુકરણ કરી ઉત્તમ પુસ્તકો, અને વિદ્વાન પુરૂષોના સમાગમમાં રહી ખરા બ્રહ્મત્વનું જ્ઞાન પ્રાપ્ત કરતાં શીખે, એટલે આવા નીબંધો માગવાનું કાર્ય સાર્થક થયેલ માની શકાય.

છેવટે આવા ઉત્તમ ઉપદેશક નીબંધ માગવા માટે મંડળના સર્વ સભાસદોને અભિનંદન આપતાં ભવિષ્યમાં વધુ વિદ્યાર્થીઓ આવા પ્રસંગે પોતાના જ્ઞાનની લહાણી કરવા બહાર પડે એમ ઇચ્છી આ પ્રસ્તાવના સમાપ્ત કરૂં છું.

નાં. ૧૯, કાલ્હેલ,<br>મુંબઈ.<br>તા.૧ જુન ૧૯૧૭.

**હરખલાલ ભગવાનજી ભગત.**

## શ્રી વળા ઔદિચ્ય સહસ્ત્ર જ્ઞાતિ હિતવર્દ્ધક મંડળ–મુંબઇ.

# બ્રહ્મચર્ય.

---

### શ્રી વળા ઔદિચ્ય સહસ્ત્ર જ્ઞાતિ હિતવર્ધક મંડળ મુંબઇ તરફથી સંવત ૧૯૭૨ ની સાલ માટે ઇનામી નિબન્ધની હરીફાઇમાં પહેલું ઇનામ જીતનાર

લેખકઃ—ભાઇશંકર ગોપાળજી મ્હેતા,
વળાવડવાળા.

## પ્રવેશ.

શારીરિક અને માનસિક ઉન્નતિ એજ આપણી બીજી સર્વ ઉન્નતિનું મૂળ છે. કોઇ પણ શક્તિ દ્વારા ઉચ્ચ ક્ષેત્રમાં કાર્ય કરવાની સ્થિતિ પ્રાપ્ત થવી તેનુંજ નામ તે શક્તિની ઉન્નતિ કહેવાય છે. તદનુસાર જ્યારે શરીર અને મન ઉચ્ચ ક્ષેત્રમાં કાર્ય કરે અને તે સ્થિતિ અનુભવે ત્યારેજ તેઓની ઉન્નતિ કહી શકાય. આવા ઉચ્ચ ક્ષેત્રના દ્વારમાં આપણે પ્રવેશ કરવાની આ સમયે બહુજ અગત્ય જણાય છે; પરંતુ જ્યાં સુધી આપણામાં અજ્ઞાન પ્રસરી રહ્યું છે ત્યાં સુધી આ ઉચ્ચ ક્ષેત્ર આપણાથી અજ્ઞાત છે. તદુપરાંત તે ભૂમિમાં પ્રવેશ કરવાની આપણને ઉત્કટ ઇચ્છા ઉદ્દભવી છે. ભૂમિકા અજ્ઞાત હોય અને તેમાં પ્રવેશવાની પ્રબળ ઇચ્છા જાગૃત થયેલી હોય તે સમયે આદરણીય વસ્તુ શું છે ? એક ભોમીયો. આવી સ્થિતિ આપણે પ્રાપ્ત કરી છે માટે ભોમીયાની આપણને જરૂર છે. ભોમીયો " બ્રહ્મચર્ય " છે. સારાંશ કે ઉપરોક્ત ઉન્નતિનો મૂળ પાયો " બ્રહ્મચર્ય છે. પણ બ્રહ્મચર્ય એટલે શું એ ઘણા થોડા સમજે છે. જે થોડા સમજે છે તેમાંથી તે પ્રમાણે વર્તન

કરનારા તો વિરલજ હોય છે. "વીર્યનું પાલન" એજ સત્ય બ્રહ્મચર્ય છે. વીર્યનો અતિયોગ, મિથ્યાયોગ આચરવાથી તેનો નાશ થાય છે. કેવાં કેવાં આહાર વિહારો અને વિચારો વીર્યનો ક્ષય કરે છે અને કેવા નિયમો પ્રમાણે વર્તવાથી વીર્યનો સંચય થાય છે તે યથાશક્તિ પ્રદર્શિત કરવા લેખકે આ નિબંધનો પ્રયાસ આરંભ્યો છે. આ નિબંધની સર્વ હકીકત લેખકની પોતાનીજ કલ્પનાશક્તિનું પરિણામ છે એમ સમજવાનું નથી, પરંતુ પોતે વાંચેલા અને અનુભવેલા બનાવોને સરળ ભાષામાં મૂકવા ઉપરાંત આ વિષયમાં કાંઇ વિશેષ કરતો નથી. અલ્પમતિને આધારે લખાયેલો આ લોકોપયોગી લેખ પ્રત્યેક ઉદીચ્ય બંધુ અને ભગિની વાંચવાને ભાગ્યવાન થાય એજ આ પ્રયત્નનો ઉદ્દેશ છે. પરમાત્માની પૂર્ણ કૃપાબળે એ ઉદ્દેશ પાર પડશે એવી સંપૂર્ણ આશા સાથે આ લેખમાં દૃષ્ટિગોચર થતી ભૂલો વિદ્વાન્ વાંચકવર્ગ દરગુજર કરશે એવી નમ્ર વિનંતિ સહિત હવે આપણે મૂળ વિષયમાં પ્રવેશ કરીશું.

---

## આપણી આધુનિક સ્થિતિ.

પ્રાચીન આર્યાવર્તમાં કેટલું પરિવર્તન ? જે દેશના સત્ય સુખની દેવો પણ ઇર્ષ્યા કરતા હતા તે દેશ ક્યાં ? તે દેશમાં પ્રસરેલું સત્ય સુખ ક્યાં ? જે સમયે આપણો હિંદ પવિત્ર હિંદ સ્વર્ગીય ભૂમિ કહેવાતો હતો તે સમય ક્યાં ? અરે તે હિ નો दिवसा गताः કાળની રેલ હિંદ ભૂમિ ઉપર ફરીવળી છે, પરંતુ હિંદના આધ્યાત્મિક સત્વનાં પગલાં કાળની રેતીપરથી હજુ ભૂસાયાં નથી. ભુસાવાની તૈયારીમાં છે. હિંદ, તારા સૂક્ષ્મ અવલોકનથી સહૃદય હિંદવાનોનાં હૃદયો રડે છે. જ્યારથી હિંદ ભૂમિમાંથી બ્રહ્મચર્યનો પ્રવાહ બંધ થયો છે ત્યારથી હિંદ ભૂમિ વેરાન જેવી ભાસે છે. પવિત્રોદ્યાનમાં વિચરતાં હિંદનાં નિસ્તેજ બાળકો, દુષ્ટ પિતાઓની ક્રૂરતાનો ભોગ બનેલી નિર્દોષ બાલાઓની શૂન્ય વદનાકૃતિ, બાળલગ્નની દુષ્ટ જાળમાં ફસાઇ ગયેલી અને તેથી વીર્ય રહિત

થયેલી નિર્બળ પ્રજા, બાળવૈધવ્ય અનુભવી, સત્ય માર્ગથી ચ્યુત થયેલી, અવશેષ જીવન પસાર કરતી હિંદની વિધવાઓ, આ સર્વ આપણને શું જણાવે છે? એજ કે આપણી સ્થિતિ અત્યંત શોકજનક છે આ સ્થિતિનું આદિ કારણ બ્રહ્મચર્યનો ક્ષય છે. બ્રહ્મચર્યના ક્ષયથી આપણી સમાજોમાં, આપણી કેળવણીમાં અને આપણા ધાર્મિક વિષયોમાં સડો પેસી ગયો છે, આપણી હ્રદય ગુહાઓમાં ઘોર અજ્ઞાનાંધકાર છવાઇ રહ્યો છે, આપણા શરીરોમાં હળાહળ દ્વેષ વ્યાપી રહ્યો છે, આપણા મન, વિચાર અને કર્મો અન્યના અહિતને માટેજ યોજાય છે, આપણી સ્ત્રીઓમાં મૂઢતા, શઠતા, વ્હેમ આદિ દુર્ગુણો દ્રષ્ટિએ પડે છે, આપણા ધર્મ ગુરૂઓનાં અધમ કૃત્યો, ધર્મને બ્હાને થતો અધર્મ આપણી દીનતા અને છેવટ આપણા ઘાતકી રીવાજો, આ સર્વ આપણી સ્થિતિનું આપણને યથાર્થ ભાન કરાવે છે. સહૃદય બંધુઓ, આ સ્થિતિને સુધારવા અને તે સુધારાના પ્રથમ સાધનરૂપ “ બ્રહ્મચર્ય ” તેને ચુસ્તપણે પાળો અને પળાવો. તમારી સમાજોની ખાતર, તમારા બંધુઓની ખાતર, તમારા દેશની ખાતર અને અંતે તમારા પ્યારા પ્રભુની ખાતર વીર્યનું રક્ષણ કરો અને અન્યને તેનું રહસ્ય સમજાવો.

---

## બ્રહ્મચર્ય શા માટે આવશ્યક છે?

સુભાગ્યવશાત્ સમય એવો ઉપસ્થિત થયો છે કે “ હું શું કરી શકું ? ” એ વચનો હિંદના પ્રત્યેક હૃદયો ઉચ્ચારે છે. એટલે કે દરેક હસ્ત કંઇક કર્મની આશા રાખે છે. ત્યારે વિલંબ થવાનું કારણ શું ? શું તેઓને કર્મ અશકય છે ? જ્યાં સુધી કર્મ કરવાનાં સાધનો સ્વસ્થ અને સુવ્યવસ્થિત હોય નહિ ત્યાં સુધી અશકયતા સંભવિત છે. આપણું **શરીર** એ પ્રથમ સાધન છે. શરીરરૂપી મંદિરમાં નિવાસ કરી જીવાત્મા કાર્યમાં પ્રેરિત થાય છે. માટે જો શરીર શુદ્ધ અને નિર્મળ હોય તોજ જીવાત્માનો કાર્ય માર્ગ સરલ બને છે. શારીરિક સદ્ગુણો ( Physical Virtues )

એ શરીરની પવિત્રતા માટે ઉપયોગી છે. તે સદ્દગુણો ગ્રહણ કરે તેવી સ્થિતિ શરીરની થાય તેટલા માટે સુદૃઢ અને સબળ શરીર અગત્યનું છે. આ પ્રકારના શરીરનો આધાર બ્રહ્મચર્ય છે. જો યથાર્થ રીતિથી વીર્યનું રક્ષણ કરવામાં આવે તો શરીરને દિવ્યતા અને સબળતા પ્રાપ્ત થાય, અને તેટલા માટેજ બ્રહ્મચર્ય આવશ્યક છે.

બીજું સાધન આપણું **મન** છે. મનના આદેશને આધીન થઇ શરીર કાર્યમાં જોડાય છે. તેથી માનસિક પવિત્રતા પ્રાપ્ત કરવી તે પણ આપણો ઉદ્દેશ છે. મન શુદ્ધિ કયારે થઇ શકે ? જ્યારે મન નીરોગી હોય ત્યારે. A healthy body can have a healthy mind. આ અંગ્રેજી કહેણી ઉપરથી આપણને પ્રતીત થાય છે કે મન અને શરીરને બહુ નીકટ સબંધ છે. શારીરિક પરમાણુઓની અસર માનસિક પરમાણુઓ ઉપર તુર્તજ થાય છે; તેમજ મનની પ્રવૃતિઓની અસર શરીર ઉપર પણ તેટલીજ ત્વરાથી થાય છે. આ વાત અતિ ગૂઢ છે, પરંતુ શરીર અને મન ઉપર થતા ફેરફારો સાબિત કરી આપે છે કે પરસ્પરના સુખ દુઃખની અસર પરસ્પર થયા વિના રહેતી નથી. શારીરિક અને માનસિક પ્રવૃત્તિઓને આહાર વિહારની સાથે પણ ગાઢ સંબંધ છે. માદક પદાર્થના ઉપભોગથી મન વિકારને પામે છે, અને બુદ્ધિબળનો વિનાશ થાય છે. મનઃસાગરમાં જ્યારે ચિંતા. કામ, ક્રોધ વગેરેના વિકારી તરંગો ઉન્માદ મચાવી રહે છે ત્યારે શરીરના પર જે અસર થાય છે તે આપણે વારંવાર પ્રત્યક્ષ કરીએ છીએ. આથી એવું સિદ્ધ થાય છે કે મનને પણ સ્વસ્થ રાખવાની જરૂર છે. મન સ્વસ્થ કયારે રહે ? જ્ઞાનના સંસ્કારથી જ્યારે મન સદ્દવિચારોમાંજ પ્રવૃત્ત રહેતાં શીખે ત્યારેજ માનસિક સ્વસ્થતા મેળવી શકાય. આ સ્વસ્થતાનો પ્રથમ આધાર બ્રહ્મચર્ય છે; અને તેટલા માટેજ બ્રહ્મચર્ય આવશ્યક છે.

ત્રીજું સાધન બુદ્ધિનું છે. શરીર અને મન એ ઉભયની અધિદેવી બુદ્ધિશક્તિ છે. આહાર વિહારને બુદ્ધિની સાથે પણ સંબંધ છે. “ જેવો આહાર તેવી બુદ્ધિ ” એવી પ્રચલિત સાદી

કહેતીમાં ગંભીર અર્થ-ગૌરવ સમાયેલું છે. જે પ્રકારના આશયથી આહાર વિહાર આચરવામાં આવે છે તે પ્રકારની બુદ્ધિ ઘડાય છે, તેથી આહાર વિહારના નિયમો શુદ્ધ અને સાત્વિક હોવા જોઇએ. આ નિયમોથી જ્યારે શારીરિક અને માનસિક બંધારણ દૃઢતર થાય છે ત્યારે બુદ્ધિબળ પણ તેવુંજ તીવ્રતમ થાય છે. બુદ્ધિબળની વૃદ્ધિ માટે જે સાધનો જરૂરનાં છે તે સાધનોનો મૂળ આધાર બ્રહ્મચર્ય છે; અને તેટલા માટે બ્રહ્મચર્ય આવશ્યક છે.

ચોથું સાધન આત્મતત્વ છે. શરીર, મન અને બુદ્ધિ એ ત્રણેનો અધિષ્ઠા દેવ આત્મા છે. જીવાત્માના કાર્યમાં આત્મબળ પ્રથમ હથીઆર છે. આત્મા બુદ્ધિને આજ્ઞા કરે છે. સત્ય અને અસત્યનું તારણ બુદ્ધિ કરે છે, ત્યાર પછી તે મનને પ્રેરણા કરે છે. મન તેના રસ્તાઓ અને ઉપાયો શોધી કહાડી શરીરને આજ્ઞા કરે છે અને શરીર તે કાર્ય પુરૂં કરે છે. આ ત્રણે ઉપર રાજ્યતંત્ર ચલાવનાર આત્મતત્વને અધિક બળવાન થવાની જરૂર છે. આ આત્મબળનો મુખ્ય આશ્રય બ્રહ્મચર્ય છે. અને તેથીજ બ્રહ્મચર્ય આવશ્યક છે.

ઉપરોક્ત ચાર સાધનો દ્વારા કાર્યની પરિપૂર્ણતા માટે બ્રહ્મચર્યનું પાલન આપણને આવશ્યક જણાય છે. હવે આપણે ધર્મમાં તેની અગત્ય શોધીશું.

પ્રત્યેક વ્યક્તિની પ્રવૃત્તિઓ અહોનિશ સુખ પ્રાપ્તિને માટેજ હોય છે. કોઇ પણ કાર્યદ્વારા મનુષ્યો સુખને શોધે છે. પણ અફ્સોસ ! તે સુખ મૃગજળ સમાન છે. ખરા સુખની વ્યાખ્યા અને તેનું સ્વરૂપ જાણ્યા સિવાય શોધેલું સુખ તે સુખ નહિં પણ દુઃખ છે. કારણ તે ક્ષણિક છે.

“ જે સુખનું પરિણામ પણ સુખ છે તે સુખ ખરૂં છે. ખરૂં સુખ તે છે કે જેનાથી સુખ બીજાને છે. જે સુખ પોતાને અને અને સર્વને આનંદપ્રદ છે તે સુખ સત્ય છે. જે ક્રિયા, જે કાર્ય અને જે પ્રયાસો પ્રાણીમાત્રના હિતને ખાતર છે તેજ ક્રિયા,

તેજ કાર્ય અને તેજ પ્રયાસો શાશ્વત સુખ–પરમાનંદ–ને આપવા વાળાં છે. પ્રાણીમાત્રના સુખ દુઃખમાં મારૂં સુખદુઃખ છે અને મારા સુખદુઃખમાં પ્રાણીમાત્રનું સુખ દુઃખ છે એવી ભાવના તેજ ખરા સુખનું કારણ છે." આ ભાવનામય પ્રયાસો અને પ્રવૃત્તિઓ ખરા સુખની વૃદ્ધિને માટે આવશ્યક છે. આવી જે પ્રવૃત્તિ તે ધર્મ કહેવાય છે. કારણઃ

"॥ यतोऽभ्युदयनिः श्रेयसासिद्धिः स धर्मः ॥"

**અર્થઃ**—જેવડે અભ્યુદય અને કલ્યાણ પ્રાપ્ત થાય તેજ ધર્મ.

આ પ્રકારનો ધર્મ આચરવા માટે બ્રહ્મચર્ય અગત્યનું છે. ધર્મનાં મુખ્ય લક્ષણો દશ છેઃ

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिंद्रिय निग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

આ લક્ષણોમાંનું જે છઠું લક્ષણ, ઇન્દ્રિયોનો નિગ્રહ છે તે બ્રહ્મચર્ય પાલનથીજ શક્ય છે. તદુપરાંત ધર્મ પ્રાપ્તિના સાધનમાંનું પણ એક સાધન છે કારણ કેઃ—

अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रिय निग्रहः ।
दानंदया दमः क्षान्तिः सर्वेषां धर्म साधनम् ॥

આટલા માટેજ ધાર્મિક જીવન વ્યતીત કરનારા જિજ્ઞાસુઓને બ્રહ્મચર્ય અતિ આવશ્યક વસ્તુ છે. જે વસ્તુ જીવનમાં જરૂરની જણાય તે મેળવવી અથવા તદર્થે પ્રયાસ કરવો એ મનુષ્યોનું કર્તવ્ય છે. તેથી બ્રહ્મચર્ય કહેતાં વીર્યનું પાલન કરો અને અન્યને તેનું જ્ઞાન આપો.

વાંચક, તું પુરૂષ હોય કે સ્ત્રી હોય, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર ગમે તે કોટીનો જીવ હોય, વિવાહિત હોય કે અવિવાહિત

હોય, તોપણ બ્રહ્મચર્ય પાળવું એ તારે માટે આવશ્યક છે. જો તને બ્રહ્મચર્ય કે બ્રહ્મચારી પ્રતિ સન્માનની ઉર્મિઓ સ્ફુરતી હોય અને તેના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતો હોય તોજ આ નિબંધ તું તારા હાથમાં લેજે, તેને વાંચજે, વિચારજે, મનન કરજે અને તે પ્રમાણે વર્તન કરજે અને કરાવજે.

સાચવજો વીર્યતણા અખુટ દ્રવ્યને,
તેથી થાશે અનેરાં કંઇ લાભ જો;
દિવ્યતા પ્રસરે તમ હૃદયના દ્વારમાં,
માટે બ્રહ્મચર્યવ્રતને નિત્યે પાળજો.

શરીરના વિવિધ વૈભવોને ઇચ્છતો,
રાખજો બળવાન શરીરના ઘાટ જો;
થાયે સ્વર્ગીય સુંદરતા શરીરની,
માટે બ્રહ્મચર્ય વ્રતને નિત્યે પાળજો.

મનઃશક્તિની પૂર્ણતા જો થાય તો,
મનવાંછિત મીઠાં ફળ વીણીએ;
સ્વાદ મધુરો લઇએ તે ઉત્તમ ક્ષેત્રમાં,
માટે બ્રહ્મચર્ય વ્રતને નિત્યે પાળજો.

બુદ્ધિથી થાયે સુલભ દુર્લભ કાર્યને,
જ્ઞાન અલૌકિક બુદ્ધિથી પમાય જો;
તે બુદ્ધિ પામે અધિક અધિક તીવ્રતા,
માટે બ્રહ્મચર્ય વ્રતને નિત્યે પાળજો.

આત્મ તત્વ છે સર્વ તત્વમાં શ્રેષ્ઠને,
પરમાત્મ તત્વની સાથે છે સબંધ જો;
તે આત્મા જઇ વસે પરમાત્મ ધામમાં,
માટે બ્રહ્મચર્ય વ્રતને નિત્યે પાળજો.

જન સમૂહ છે સ્વર્ગીય સુખની શોધમાં,
ખરૂં સુખ છે જેનાથી બીજાને સુખજો;
તે શાશ્વત સુખની સિદ્ધિ છે સમીપમાં,
માટે બ્રહ્મચર્ય વ્રતને નિત્યે પાળજો.

ધર્મ છે સઘળા જીવનનો ઉદ્દેશને,
ધર્મથી ટક્યું છે અખિલ બ્રહ્માંડ જો;
તે ધર્મને સુદૃઢ કરી સ્થાપવો,
પાળો અખંડિત બ્રહ્મચર્ય વ્રતને.

---

## બ્રહ્મચર્ય.

બ્રહ્મચર્યનો શબ્દાર્થ " કુંવારાપણું " અથવા વિવાહ પહેલાની અવસ્થા એવો થાય છે. બ્રહ્મચર્યનો બીજો અર્થ "વીર્ય રક્ષણ" એવો થાય છે, અને તે પરણ્યા પછીની અવસ્થાને લાગુ પડે છે. અવિવાહિત અવસ્થાના બ્રહ્મચર્યથી મનુષ્ય ( સ્ત્રી અને પુરૂષ ) મન, વાણી અને કર્મે કરીને સુદૃઢ થાય છે. દ્વિતીય અવસ્થાના વીર્ય રક્ષણથી શારીરિક, માનસિક અને આત્મિક અભ્યુદય તથા પરમ સુખ-કલ્યાણની પ્રાપ્તિ થાય છે. મન, વાણી અને કર્મથી જિજ્ઞાસુ મનુષ્ય બ્રહ્મચર્ય પાળી શકે છે.

૧. ચંચળ મનને અહિંતહિં ભ્રમણ કરવા દેવું નહિં, અને આત્માની આજ્ઞા અનુસારજ મન કાર્ય કરે તેવી સ્થિતિ પ્રાપ્ત કરવી તથા મનની એકાગ્રતા અને મનોબળ સિદ્ધ થાય તેમજ મનોભુમિમાં મનુષ્ય ધારે તેજ વિચારો પ્રવેશ કરી શકે એવી મનની અવસ્થા તે મનથી બ્રહ્મચર્ય.

૨. જેટલું બોલવું મનુષ્યને યોગ્ય જણાય તેટલુંજ બોલવું, અથવા અર્થ પુરતું બોલવું. અને જિહ્વાને ગમે તેમ ભરડતા નિવારવી તે વાણીથી બ્રહ્મચર્ય. બીજી રીતે વાણી ઉપરનો કાબુ.

૩. સત્કર્મમાં પ્રવૃત્તિ અને અસત્ય કાર્ય પ્રતી તિરસ્કાર તથા જે પ્રકારનું કાર્ય કરવાને સદ્દમન આદેશ કરે તે પ્રકારનું કાર્ય તે કર્મથી બ્રહ્મચર્ય. ટુંકમાં કર્મ ઉપરનો કાબુ. control over actions. આ ત્રણ પ્રકારનું બ્રહ્મચર્ય ગમે તે અવસ્થામાં મનુષ્ય પાળી શકે છે.

હવે આપણે જરા ઉંડા ઉતરશું અને બ્રહ્મચર્યની બાબતો વધારે સમજીશું. લોહી એ આપણા શરીર અને જીવનનું મુખ્યતત્વ સ્વીકારાયું છે. અર્થાત્ આપણું લોહી એજ આપણું જીવન છે એવી સાર્વજનિક સમજણ છે, અને તે ઘણે અંશે સત્ય છે. કારણ વીર્ય એ લોહીનું પણ તત્વ છે. એટલે કે વીર્ય એજ માણસના પ્રાણ–જીવન–આત્મા છે; વીર્ય એ માણસનો અમૂલ્ય ખજાનો છે. દરેક વ્યક્તિ પ્રાણ અને આત્માનું રક્ષણ કરવું તેને પોતાનો પવિત્ર ધર્મ માને છે. પરંતુ વીર્યનું રક્ષણ કરવાને કેટલી વ્યક્તિઓ પ્રયાસ કરે છે? હજારો મનુષ્યમાં ભાગ્યેજ એકાદ વિરલો જાગશે, વીર્ય રક્ષણની મહતા તે સર્વથી અજ્ઞાત છે. પરંતુ વિચાર કરો કે વીર્યના રક્ષણથી કેટલા જીવો દીર્ઘાયુ ભોગવવાને ભાગ્યવાન્ થાય? આવા મોંઘા વીર્યનું રક્ષણ તે બ્રહ્મચર્યવ્રત કહેવાય છે.

લોહીનો નાશ થતાં મનુષ્ય મૃત્યુ અનુભવે છે તેમ અતિ-યોગ–મિથ્યાયોગથી વીર્યનો ક્ષય થતા મનુષ્ય મૃત્યુ પામે છે. આહાર એ મનુષ્યના વીર્ય અને લોહીનો ઝરો છે. તે બન્નેનું જીવન આહાર છે. આહાર ત્રણ પ્રકારનો છે.

૧. હવાનો આહાર.

૨. પાણીનો આહાર.

૩. અન્નનો આહાર.

આ આહારનો પ્રકાર એવો હોવો જોઈએ કે તેથી વીર્ય વૃદ્ધિ પામે. આહાર કેવો હોવો જોઇએ તે આપણે પાછળથી જોઈશું. આહારનું પરમ સ્થાન વીર્ય છે કારણ:—

**आहारस्य परं धाम वीर्यं तद्रक्ष्यमात्मनः ।**
**क्षयो यस्य बहून्रोगान्मरणं च नियच्छति ॥**

આહારનું જે સત્વ આ વીર્ય તેને સાચવો;
બચવા રોગ મરણાદિ થકી વીર્ય નિયમ પાળવો.

એવા અમૂલ્ય વીર્યને જેટલું બને તેટલું સાચવવું એ પરમાત્માનો પવિત્ર આદેશ છે. મનુષ્ય જાતિએ આદેશને આધીન થવુંજ જોઇએ. જેઓ આદેશની અવજ્ઞા કરી તેની વિરૂદ્ધ વર્તન ચલાવે છે તેઓની શું સ્થિતિ થાય છે તે સર્વને વિદિત છે. પરંતુ પશુવૃત્તિ આચરનારા અજ્ઞજનો આ વીર્યની અગત્ય જાણતા નથી તેથી આપણી પ્રજા બળહીન અને નિર્માલ્ય પેદા થાય છે. બ્રહ્મચર્ય એ મનુષ્ય જીવનનું અમૃત છે. અમૃતાસ્વાદ ગ્રહેવાને કોણ ઉત્સુક નહિ હોય ? બંધુ ! આ નિબંધ વાંચતાં બ્રહ્મચર્યની અગત્ય તને જણાય તો તેજ ક્ષણથી બ્રહ્મચર્યવ્રત ધારણ કરજે. તેથી તારો આત્મા, જ્ઞાતિ અને દેશ તારાથી ઉપકૃત થશે. ઉપરાંત તારૂં જીવન સુખી નિવડશે. તારાથી વીર્ય સંચય અશકય થાય તેની હરકત નથી પરંતુ તેનો અયોગ્ય ક્ષય થવા નહિ દે તો એવી આ નમ્ર હૃદયની ભલામણ છે.

---

## બ્રાહ્મણોનું બ્રહ્મચર્ય.

સર્વ મનુષ્યોએ વીર્ય રક્ષણ કરવું જોઇએ. પરંતુ બ્રાહ્મણ વર્ગે તો અવશ્ય કરવું જોઇએ. કારણ કે । वर्णानां ब्राह्मणो गुरुः । આ ગુરૂસ્થાન મેળવવા માટે બ્રહ્મચર્ય ખાસ જરૂરનું. બ્રહ્મચર્ય યુક્ત બ્રાહ્મણોજ પૂજ્ય સ્થાને બિરાજે છે. બ્રાહ્મણોના શિરે વિશેષ જવાબદારી-જગતની જવાબદારી-હોય છે. આ જવાબદારી પૂર્ણ કરવા બ્રાહ્મણોએ વીર્ય રક્ષણ કરવું. વળી બ્રાહ્મણ જ્ઞાતિમાં બાળ-લગ્નનો સંચાર વિશેષ દૃષ્ટિએ પડે છે તે નીચ રિવાજ બંધ પાડવા બ્રાહ્મણોએ વીર્ય પાલન કરવું. તેજ જ્ઞાતિમાં કન્યા વિક્રય સ્વેચ્છાથી થતો જણાય છે અને તેને પરિણામે પશુ લગ્ન સંભવે છે માટે તે ક્રૂર વિક્રય આટલેથીજ અટકાવવા બ્રાહ્મણોએ બ્રહ્મચર્ય પાળવું. તેજ જ્ઞાતિમાં દશથી વીશ વર્ષની અસંખ્ય બાળવિધવાઓ નિરંતર અશ્રુ ખાળી રહી છે માટે તે અશ્રુ લુછાય તેવા હેતુથી બ્રાહ્મણોએ બ્રહ્મચર્યવ્રત ધારણ કરવું. તેજ જ્ઞાતિમાં ગૃહેગૃહમાં દીનતાના પગલાં પ્રસરેલાં છે તેને દૂર કરવા કાજે બ્રાહ્મણોએ વીર્ય

નિયમ પાળવા. તેજ જ્ઞાતિની સ્ત્રીઓમાં અજ્ઞાનાંધકાર છવાઇ રહ્યા છે તેનું છેદન કરવા વીર્યરૂપી જ્યોતિ બ્રાહ્મણોએ ઝળહળાવવી. અવિદ્યાને તિલાંજલી અર્પવા બ્રાહ્મણોએ વીર્ય સંચય કરવો. સારાંશમાં બ્રાહ્મણ જ્ઞાતિની ઉન્નતિ અર્થે બ્રાહ્મણોએ બ્રહ્મચર્ય પાળવું જોઇએ. જો બ્રાહ્મણો બ્રહ્મચર્યનું રક્ષણ કરશે તો બ્રહ્મચર્ય અવશ્ય તેનું રક્ષણ કરશે કારણ બ્રાહ્મણ અને બ્રહ્મચર્ય એકજ પિતાના પુત્રો છે ઉભયની ઉત્પત્તિ " બ્રહ્મ " શબ્દમાં છે. વળી

**ब्रह्म चरति इति ब्रह्मचारी तस्य भावः ब्रह्मचर्यम्**
**ब्रह्म जानाति इति ब्राह्मणः तस्यभावः ब्राह्मणत्वम्** ·

બ્રહ્મચારી અને બ્રાહ્મણ આ ઉપરથી ભ્રાતૃભાવ ધરાવે છે. તેથી બ્રહ્મચારી તે બ્રાહ્મણ કોટીનો જીવ સમજવો. પરંતુ બ્રાહ્મણોની આધુનિક સ્થિતિ શું છે ? બ્રાહ્મણ તે બ્રહ્મચારીજ નહિ. બ્રાહ્મણ બ્રહ્મચર્ય પાળશેજ નહિ. બંધુ, આ બ્રાહ્મણ વર્ગના હાલ તપાસો, અત્યારના બ્રાહ્મણો બહુચારીની ઉપાધિને લાયક છે. રંકમાંથી રંક બ્રાહ્મણ જ્ઞાતિ થશે એમ સંભવ છે. । वर्णानां ब्राह्मणो गुरुः । આ વાકય બ્રાહ્મણોને લાગુ પડશે. બંધુ, બ્રાહ્મણોની આ સ્થિતિથી તને રોમાંચ થતો હશે, પરંતુ બ્રાહ્મણનું તો રૂંવાડું ઘરકે તેમ નથી. કારણ वर्णानां ब्राह्मणो गुरुः । એટલે બસ. કંઇ પરવાજ નહિ. પણ ચેતો તમે બ્રહ્મચર્ય પાળો અને પળાવો.

---

## પ્રાચીન તથા અર્વાચીન બ્રહ્મચર્ય.

વીર્યનું પાલન કરજે ભ્રાત વીર્યનું પાલન કરજે;
દિવ્ય તેજ તે દેશે ભ્રાત વીર્યનું પાલન કરજે.

જીવનનું છે પ્રથમ તત્વ સંચય તેનો કરજે,
ક્ષયથી જેના જીવન તારૂં ક્ષણભર નહિ ટકશે.—ભ્રાત.

શરીરનો એ શણગાર સમજી રક્ષણ તેનું કરજે,
ઝાંખો એ શણગાર થશે તો તનુ તેજ ઘટશે.—ભ્રાત

ગૌરવ તારૂં સાચવવું તો સાચવવું આને,
નહિં તો ભાઈ જીંદગી તારી નિષ્ફળ ગઇ જાણે.—ભ્રાત.

દેશ તારાનું હિત ચહે તો બ્રહ્મચર્યવ્રત પાળે,
હિંદ ભૂમિને દિવ્ય બનાવી સ્વર્ગ ધામ તું ખાળે.—ભ્રાત.

સર્વ વાતનો ગર્વ ત્યજીને ધારેલા વ્રતને પાળે,
નિશ્ચય પૂર્વક કહું છું બંધુ અંતર્યામિ ન્યાળે.—ભ્રાત.

પ્રથમ આપણે પ્રાચીન બ્રહ્મચર્ય વિશે વિચાર કરીશું અને તેટલા માટે આપણે પ્રાચીન આર્યોની સ્થિતિ અવલોકશું. પ્રાચીન સમયે મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું અથવા તેથી વિશેષ હતું. આ આયુષ્યના ચાર વિભાગો કરવામાં આવતાઃ—

૧. બ્રહ્મચર્યાશ્રમ (૧ થી ૨૫ વર્ષ સુધી)–ધર્મની પ્રાપ્તિ.
૨. ગૃહસ્થાશ્રમ (૨૬ થી ૫૦ વર્ષ સુધી)–અર્થની પ્રાપ્તિ.
૩. વાનપ્રસ્થાશ્રમ (૫૧ થી ૭૫ વર્ષ સુધી)–કામની પ્રાપ્તિ.
૪. સંન્યસ્તાશ્રમ (૭૬ થી ૧૦૦ વર્ષ સુધી)–મોક્ષની પ્રાપ્તિ.

પાછલા ત્રણ આશ્રમોનો આ નિબંધ સાથે સંબંધ નહિ હોવાથી આપણે તેનો વિચાર છોડી દઇશું. બ્રહ્મચર્યાશ્રમમાં કરવાનું મુખ્ય કામ.

॥ विद्यार्थं ब्रह्मचारी स्यात् सर्वेषां पालने गृही ॥

" વિદ્યા ભણવાને માટે બ્રહ્મચારી થવું અને સર્વનું પાલન કરવા માટે ગૃહસ્થ થવું."

ઉપરોક્ત અંતિમ ત્રણ અવસ્થાનો સર્વ આધાર બ્રહ્મચર્યાશ્રમ ઉપર અવલંબી રહેલો હતો. તે અવસ્થાઓમાં આનંદ અને સરલતા પ્રાપ્ત થશે કે નહિ તેનો વિચાર બ્રહ્મચર્યાશ્રમમાં રોપાયેલા સંસ્કારોથી થતો હતો. બ્રહ્મચર્ય એ પ્રાચીન જીવનની ઈમારતનો મુખ્ય સ્તંભ હતો. એ સ્તંભના આધારે બાકીની ત્રણ મેડીઓ ટકી શકતી હતી, અને સંસારના તોફાની વાયુના સપાટા સામે નિર્ભયપણે ઉભી રહેતી. જ્યાં સુધી પ્રાચીન આર્યોનું આ

બંધારણ મજબુત હતું ત્યાં સુધી તેનો મહિમા અને ગૌરવ અવર્ણનીય હતા. પરંતુ જ્યારથી આ બંધારણ છિન્નભિન્ન થઇ ગયું ત્યારથી આપણે શારીરિક અને માનસિક બળ ગુમાવ્યું છે. જ્યાં સુધી પ્રાચીન સુરિવાજોનો પ્રવાહ આપણા જીવન ઝરણામાં અસ્ખલિતપણે વ્હેતો હતો ત્યાં સુધી બ્રહ્મચર્યરૂપી શુદ્ધોદકના સિંચનથી આપણી પવિત્ર વાટિકા અતિ સુવાસિક કુસુમોને જન્મ આપતી, પરંતુ દુર્દૈવવશાત્ અજ્ઞાનતાએ તે પ્રવાહને શુષ્ક કર્યો અને કોમળ પુષ્પો કરમાવા લાગ્યાં છે, અને વાટિકા ઉજ્જડ બનવા લાગી છે. પણ જો પૂર્વ રીતિઓનું અનુકરણ હવે થશે નહિ તો વાટિકા–જીવન તદ્દન નિર્વૃક્ષ-નીરસ–બનશે તેમ કહેવું અતિશયોકતિવાળું ગણાશે નહિ.

પ્રાચીન સમયે પુરૂષો વધુમાં વધુ ૪૮ વર્ષ સુધી અને ઓછામાં ઓછું ૨૫ વર્ષ સુધી નિયત નિયમાનુસાર બ્રહ્મચર્ય પાળતા; ત્યારે સ્ત્રીઓ વધુમાં વધુ ૨૪ વર્ષ સુધી અને ઓછામાં ઓછું ૧૬ વર્ષ સુધી વીર્ય રક્ષણ કરતી. આઠ વર્ષથી વિદ્યાભ્યાસ શરૂ થતો. બ્રહ્મચર્યાશ્રમ અને વિદ્યાભ્યાસ સાથેજ શરૂ થતાં. ઉપવીત સંસ્કાર આઠમે વર્ષે થતા. ત્યાં સુધી બાળકોને કુદરત દ્વારા સ્વતંત્ર જ્ઞાન આપવામાં આવતું. આઠ વર્ષ પછી તેઓને ગુરૂને આશ્રમે મોકલવામાં આવતા. ધર્મ, સદાચાર અને નીતિપ્રિય વિદ્વાન ગુરૂના હવાલામાં તેમને સોંપવામાં આવતા. બાળાઓનો અભ્યાસ પણ તેટલીજ વયથી શરૂ થતો. અમુક પ્રકારના સંસ્કારથી વિભૂષિત કર્યા પછી તેઓને પણ ગુરૂને આશ્રમે મોકલવામાં આવતી. વિદુષી સતી સ્ત્રીઓ તે સમયે શિક્ષિકાનું કાર્ય કુશળતાથી કરતી. આટલી ન્હાની વયમાં માતા પિતાનો વિયોગ બ્રહ્મચારીઓને દુઃસહ્ય થતો છતાં તે સમયની શ્રેષ્ઠ પ્રનાલિકાને આધીન થઇ બાળ બાળકીઓ માતાપિતાના વ્હાલસોયા લ્હાવા અને લાડો ત્યજી દઇ પવિત્ર ગુરૂના આશ્રમમાં ધર્મ સંબંધી જ્ઞાન સંપાદન કરવા નિર્ભયતાથી જતા. આ આશ્રમો અરણ્યમાં કુદરતની યથાર્થ કૃતિ દાખવતાં સ્થાનમાં બાંધવામાં આવતા. અહિં અભ્યાસ કરતા શિષ્ય શિષ્યાને પોતાના માબાપ પાસે જવા દેવાની મનાઇ હતી. પરંતુ ગુરૂ અને ગુરૂપત્નીઓ તેઓના પ્રતિવાત્સલ્ય સ્નેહથી વર્તતા.

શાળાઓ અને આશ્રમો વસ્તીથી બહુ દૂર હોવાથી સાંસારિક લાલચો અને ઇંદ્રિય સતેજક પદાર્થો, વિચારો અને ચિંતાથી તેઓ અહોનિશ મુક્ત રહેતા. સાત્વિક અને સ્વાદિષ્ટ ફળાહાર ઉપર તેઓ શરીરનું પોષણ કરતા; નિર્મળ ઝરણાનું જલપાન કરતા; નિત્ય કર્મ આચરતા, કુદરત સાથે કુસ્તી કરતા; ભૂમિપર શયન કરી નિયમિત નિદ્રા અનુભવતા; આશ્રમની સેવા બજાવી જગત્ સેવાની ગુપ્ત તૈયારીઓ કરતા; આ પ્રમાણે દેહદ મન અને આત્મ નિગ્રહના ઉમદા સંસ્કારો આશ્રમના રિવાજો પાસેથી શીખતા. સર્વ શિષ્ય વર્ગ ભ્રાતૃભાવની અગત્ય સમજતા અને તે પ્રમાણે વિચરતા ગુરૂઓ નૈત્તિક, ધાર્મિક અને આધ્યાત્મિક શિક્ષણ આપી શિષ્યોનો જીવન માર્ગ નિષ્કંટક બનાવતા.

જે શિક્ષણ પદ્ધતિથી આધુનિક અબળાઓની અવસ્થા પ્રતિદિન અતિ શોચનીય બનતી જાય છે, તે પદ્ધતિ પ્રાચીન બાળાઓના શિક્ષણની નહોતી, ઉત્તમ ગૃહવ્યવસ્થાનું શિક્ષણ અને તેની સાથે પત્ની ધર્મ એવો તો સચોટ સમજાવાતો કે તેના પરિણામમાં શ્રી સતી સીતા, દ્રૌપદી, સાવિત્રી, પાર્વતી આદિ સ્ત્રીઓ તે યુગમાં જન્મ પામતી, આ સ્ત્રીઓ પોતાની અદ્‌ભૂત જ્ઞાન શક્તિના બળે આધુનિક સ્ત્રીઓને આદર્શરૂપ થઇ છે.

તે સમયની સ્ત્રીઓ નમુનેદાર બ્રહ્મચારિણીઓ તરિકે પ્રસિદ્ધ હતી. પુખ્ત વયે પહોંચતા તેઓના લગ્ન સંભવતા. પરિણામ એ ઉદ્‌ભવતું કે સબળ સંતતિનો પ્રાદુર્ભાવ આ બલવતી બ્રહ્મચારિણીઓ દ્વારા થતો. પવિત્ર પતિને પામી પવિત્ર જીવન રસનો લ્હાવો પોતે લઇ અન્યને લ્હેવડાવતી. તે સમયની પ્રત્યેક આર્ય બાળાઓ દેવી તરીકે જીવન ગાળતી. પ્રાચીન આર્ય રમણીઓ તમને ધન્ય છે ! હજારો ધન્યવાદને પાત્ર તમો છો ! તમારી કુખે જન્મેલા આર્ય પુત્રોને પણ ધન્ય છે ! અર્વાચીન બાળાઓ, જો કદાચ તે પ્રાચીન દેવીઓ અત્યારે હિંદમાં આવે અને તમારી આવી સ્થિતિ નિહાળે તો ખરેખર તેઓ રડી પડે. કારણ તેઓના ઓલાદને તમોએ કલંકિત કરેલ છે આર્ય ભગિનીઓ, પ્રયાસ આરંભો, તમો પણ તેજ સ્થાને પ્હોંચી શકશો. પરમાત્મા કૃપા દૃષ્ટિ કરો.

૨૫ અને ૧૬ વર્ષ સુધી વર કન્યાનો વિદ્યાભ્યાસ ચાલુ રહેતો. તે પહેલાં વિવાહ કરવાની છુટ તેમને મળતી નહિ. ૨૫ વર્ષની વયે પુરૂષ રૂપ, ગુણ અને વિદ્યામાં પોતાના જેવીજ ૧૬ વર્ષની કન્યા સાથે વિવાહ કરતો. તે લગ્નનો હેતુ પણ ઘણોજ પવિત્ર હતો. કારણ કે:—

**॥ षोडशवर्षायां पंचविंशतिवर्षः पुत्रार्थं यतेत ॥**

" પચીશ વર્ષના પુરૂષે સોળ વર્ષની કન્યાથી પ્રજા ઉત્પન્ન કરવાનો યત્ન કરવો. " તે લોકો ક્ષણિક અને ખોટા સુખને માટે નહિ પરંતુ ઉત્તમ પ્રજાની પ્રાપ્તિ અર્થે લગ્ન કરતા હતા. મનુ કહે છે કે:—

**प्रजनार्थं स्त्रियः सृष्टाः संतानार्थं च मानवाः ।**
**तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ॥**

**શ્લોકાર્થ**—ગર્ભ ધારણ કરવા સારૂ સ્ત્રીઓને અને ગર્ભાદાન કરવા સારૂ પુરૂષોને ઉત્પન્ન કર્યા છે, માટે વેદમાં સાધારણ ધર્મ કાર્ય પતિયે પત્ની સહિત કરવાં. "

પ્રાચીન સમયે બ્રહ્મચર્યના બે ભેદ રાખવામાં આવતા:—

૧. શ્રેષ્ઠ બ્રહ્મચર્ય.

૨. સામાન્ય બ્રહ્મચર્ય.

જ્યાં સુધી જીવન ટકે ત્યાં સુધી બ્રહ્મચર્ય તે ઉત્તમ બ્રહ્મચર્ય; પોતાની સ્ત્રી ઋતુમતી થયા પછીના દિવસોમાં તેને ઋતુ દાન દેવું તે સામાન્ય બ્રહ્મચર્ય. જીંદગી પર્યંત બ્રહ્મચર્યવ્રત ધારણ કરનાર ઉત્તમ બ્રહ્મચારી કહેવાય છે, અને પ્રજોત્પત્તિના હેતુથી પોતાની સ્ત્રીનો મહિનામાં એકજ વાર સમાગમ કરનાર સામાન્ય બ્રહ્મચારી કહેવાય છે. આ બે ભેદોમાં અર્વાચીન સ્ત્રી પુરૂષોએ ત્રીજો ભેદ ઉમેર્યો છે—

૧. ઉત્તમ બ્રહ્મચારી.
૨. સામાન્ય બ્રહ્મચારી.
૩. વ્યભિચારી.

પ્રાચીન કાળના બ્રહ્મચર્યનું બંધારણ આવા પ્રકારનું હતું. પૂર્વની ચાર અવસ્થાઓ હજુ રૂપાંતર થઈને પણ અસ્તિત્વ ધરાવે છે. બાળપણમાં વિદ્યાભ્યાસ થાય છે, યુવાવસ્થામાં સાંસારિક કાર્ય થાય છે. કોઈ કોઈ મનુષ્યો મધ્યાવસ્થામાં તીર્થાટન કરે છે, અને અંતિમ અવસ્થામાં ખરા ત્યાગનું નહિ પરંતુ દેહત્યાગનું આશ્રમ હાલ પણ છે !

વ્હાલા વાચક વૃંદ, પ્રાચીન બ્રહ્મચર્યનું આ બંધારણ જ્યાં સુધી ચાલુ રહ્યું ત્યાં સુધી આર્યોમાં બળ, બુદ્ધિ અને કલ્યાણની સિદ્ધિ જોવામાં આવતી. પણ અફસોસ ! તે સમય સ્વપ્ન બન્યો છે !

---

## પ્રાચીન બ્રહ્મચર્ય વિષે મનુના વિચારો.

વાંચક, આપણે પ્રાચીન બ્રહ્મચર્ય વિષે મનુના વિચારો જાણ્યા પછી, અર્વાચીન સમયનો વિચાર કરશું. નીચેના વિચારો મનુના વિચારોનું તારણ છે છતાં પ્રાચીન બ્રહ્મચર્યનું કંઈક વિશેષ ભાન કરાવતાં હોવાથી આ સ્થળે લખ્યાછે.

બ્રહ્મચારીના નિયમોઃ—

૧. નિત્ય ન્હાવું.
૨. મધ ચંદનાદિક સુગંધી દ્રવ્યનો ત્યાગ કરવો.
૩. પુષ્પની માળા અને રસોને ત્યજવા.
૪. સ્ત્રી અને સર્વ જાતના આસવોનો ઉપભોગ કરવો નહિ.
૫. અહિંસા ( મન, વચન, કર્મથી ) વ્રત પાળવું.
૬. A. શરીરે તેલનું મર્દન કરવું નહિ.
B. આંખમાં આંજણ આંજવું નહિ.

C. પગમાં પગરખાં પહેરવાં નહિં.
D. માથે છત્રી ઓઢવી નહિ.
E. કામ, ક્રોધ અને લોભ કરવો નહિ.
F. નૃત્ય કરવું નહિ.
G. ગીત ગાવાં નહિ.
H. વાદિત્ર વગાડવા નહિ.

૭. A. જુગાર રમવો નહિ.
B. વૃથા વાણીનો કજીઓ કરવો નહિ.
C. પારકી નિંદા તથા જુઠું બોલવું નહિ.
D. પારકી સ્ત્રીઓને જોવી નહિ તથા તેનો સ્પર્શ કરવો નહિ.
E. પારકાનું ભૂંડુ કરવું નહિ.

૮. A. ઘરમાં અથવા ગુરૂને ઘેર એકલા સૂવું નહિ.
B. કોઈ દહાડો વીર્ય પાત કરવો નહિ.
C. શરીર અને વાણીને નિયમનાં રાખવાં.
D. જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિય અને મનને વશ રાખવાં.
E. સદાચાર પાળવો.
F. મન્ વાણી અને કર્મને નિયમમાં રાખવાં.
G સર્વદા સાદું ભોજન લેવું, સાદો વેશ રાખવો.
H. ગુરૂના સૂતા પછી સૂવું અને તેના ઉઠયા પહેલા ઉઠવું, વગેરે અનેક આ નિયમોથી પ્રાચીન બ્રહ્મચર્યની મહત્તા અને કઠીનતાનું આપણને ભાન થાય છે.

———:૦:———

## અર્વાચીન બ્રહ્મચર્ય.

અર્વાચીન સમયે પ્રાચીન બંધારણોનું ખંડન થતું જાય છે, પ્રાચીન ધર્મોપર ધુળ વળી જાય છે, અને અલ્પ જ્ઞાનને લીધે શારીરિક, માનસિક શક્તિની હાનિ થતાં અપણા જીવન ટુંકા થયાં છે. દુષ્ટ રૂઢી દેવીનું જોર વૃદ્ધિને પામ્યું છે અને તેણે આપણું

પોણું આયુષ્ય હરી લીધું છે. જે આર્યનું આયુષ્ય સો વર્ષનું હતું તે આર્યના બાળકોનું આયુષ્ય અર્વાચીન સમયે ૩૦ વર્ષની ભયંકર સંખ્યાએ આવી પહોંચ્યું છે.

પ્રાચીન રીતિ રિવાજોનું પુનઃ સ્થાપન કરવા અને પુનઃ પ્રાચીન ગૌરવ પ્રાપ્ત કરવા જેવી હાલના હિંદુઓની ધાર્મિક, સામાજિક અને રાજકીય સ્થિતિ નથી. પરંતુ પ્રાચીન સુધારાનું ઝાંખું કિરણુ આપણી સમાજોમાં પ્રકાશ પામે તો તે આવકારદાયક છે. પરંતુ આ સામાન્ય ઝાંખું કિરણુ પ્રકાશ પાડી શકે તેમ નથી. કારણુ હિંદુસ્તાનમાં જ્ઞાતિઓ–પેટા જ્ઞાતિઓ–જુદા ધર્મો–આ કિરણુને રાહુ રૂપે આવી અડચણુ કરે છે. આપણું રાજકીય બંધારણ એવું નથી કે તે "બ્રહ્મચર્ય અમુક વય સુધી પાલવુંજ પડશે" એવા કાયદા પસાર કરી શકે. આવા ઉમદા નિયમો–હિંદના જીવનના નિયમોનો હિંદમાં સંચાર કરાવવા માટે હિંદને સ્વરાજ્યની આવશ્યક્તા છે. પ્રત્યેક માનવ પોતાના ગૃહ રાજ્યનો રાજા છે; તેથી જો પોતાના ગ્રહમાં આ નિયમો પાળે અને પળાવે તો હિંદમાં પ્રાચીન સુધારો જલદી પ્રવેશ કરી શકે. યૂરોપ અને અમેરિકામાં એવાં ઘણાં કુટુંબોમાં છે કે જેના જીવનમાં આપણે પ્રાચીન બ્રહ્મચર્ય અને પવિત્રતાનું દર્શન કરીએ છીએ.

માથે જટા વધારી દાઢી રાખવી ભગવા વસ્રમાં ફરવું એ બ્રહ્મચર્ય નથી ભસ્મથી શરીર લીપવું, લાંબા ત્રિપુંડ તાણવા, મોટી માળાઓ ઘાલવી, ભીક્ષા માગી પેટ ભરવું, શિવોહં શબ્દોનો ઉચ્ચાર કરવો, ઉંધે મસ્તકે લટકવું, આસપાસ અગ્નિ પ્રકટાવીને તેની મધ્યમાં આસન કરવું, ઠંડા જલમાં ઉભા રહેવું, ઉઘાડે પગે ફરવું, ભજનો કરી સંસારને છેતરવું એ બ્રહ્મચર્ય નથી. પ્રાચીન બ્રહ્મચર્યનો એ આશય નહોતો.

ત્યારે બ્રહ્મચર્ય શું છે? વીર્ય પાલન કરી શારીરિક માનસિક અને આત્મિક ઉન્નતિ કરનારો એ એક પવિત્ર કુદરતિ નિયમ છે, કુદરત તે નિયમ પળાવે છે અને અવજ્ઞા કરનારને શિક્ષા કરે છે, ઇન્દ્રિય સંયમ એજ બ્રહ્મચર્યનો તત્વાર્થ છે. વિશ્વનિવાસી પ્રત્યેક સ્ત્રિ પુરૂષનો એ પવિત્ર ધર્મ-કર્તવ્ય છે.

" ૫ વર્ષની વય સુધી માતા પાસે અને ૫ થી આઠ વર્ષની વય સુધી પિતા પાસે રહીને પછી ૯ થી વધારેમાં વધારે ૪૮, ૪૪, ૪૦, ૩૬, ૩૦ અથવા ૨૫ વર્ષની વય સુધી પુત્રે તથા ૯ થી ૨૪, ૨૨, ૨૦, ૧૮ કે ૧૬ વર્ષ સુધી પુત્રીએ ગુરૂ પાસે રહીને વિદ્યા સંપાદન કરવી, અને એજ પુત્ર તથા પુત્રી વિદ્વાન થઈને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ મેળવી શકે છે."

સુશ્રુત આચાર્ય કહે છે કે ધાતુઓ પકવ થયાં પહેલાં લગ્ન કરવા નહિ:—" શરીરમાં ધાતુઓની વૃદ્ધિ ૧૬ થી ૨૫ વર્ષ સુધીમાં થાય છે. ૨૫ થી ૪૦ વર્ષ સુધીમાં ધાતુઓ પુષ્ટ થાય છે. માટે ૪૦ વર્ષની વય વિવાહને માટે ઉત્તમ છે " પરંતુ આપણે શું અનુભવીએ છીએ. લગ્ન ધર્મથી કેવળ અજ્ઞાન તેવો ૧૬ વર્ષની વયનો છોકરો તથા ૧૨-૧૬ વર્ષની બાલા પિતા તથા માતાની પદવી મેળવે છે. હિંદવાનોને માટે આથી વિશેષ બીજું બેશરમ કાર્ય કયું હોઇ શકે ? શું આવા કુમળા બાળકોને વિકાર થતો હશે એમ કહી શકાય ? પ્રાતઃકાળના સૂર્યને મધ્યાન્હનો સૂર્ય કહેવા જેવું આ છે. કાચા વૃક્ષો કોહેલાં ફળોજ પેદા કરે છે. આપણું વાતાવરણ આપણા રિવાજો એવા તો અધમ છે કે જેથી આપણું જીવન નીચમાંથી નીચ થયું છે. ઢીંગલે રમતાં કુમળી વયના બાળકોનો ગૃહ સંસાર ! અહા કેવું વિચિત્ર ! શું બાળલગ્ન આપણો દુશ્મન છે ? હા, નીચ હૃદયના અધમ માતા પિતાઓ, મિથ્યા કુળાભિમાનમાં મસ્ત બનેલા ઘાતકી રક્ષકો, કુમળી વયના બાલુડાનો શિરચ્છેદ કરનારા લોહીના તરસ્યા અને માંસાહારી ગીધ પક્ષીના જેવા પાપી પિતાઓ, તમારા નિર્દોષ બાળકોના જીવનનો ભોગ લેતા અટકો, તે બાળકોને તમારા અજ્ઞાનથી બાળ લગ્નનાં ફાંસામાંઆવી પડતા બચાવો, નહિતો કૃતઘ્ની દુષ્ટો, તે બાળકો—હીંદની પ્રજા—નો સૂર્યાસ્ત થતાં વિલંબ લાગશે નહિ. તમારી વૃદ્ધાવસ્થા સુખમય ગાળવા ઈચ્છાતુર હો તો તમારા બાલુડાને બ્રહ્મચર્ય પાળતાં બનાવો, તેમને મરજી મુજબ લગ્ન કરવા દ્યો, તેમને ઉત્તમ જ્ઞાનના અલંકારો પહેરાવો અને દેશ સેવાના તત્વો તેમને સમજાવો. બાળ લગ્નને આ નિબંધ વાંચતાંજ તિલાંજલિ આપજો અને યુવાનોના અસંખ્ય જાનો બચાવજો.

# પરણ્યા પહેલાંના બ્રહ્મચર્ય વ્રતના નિયમો.

પ્રત્યેક મનુષ્યે શારીરિક અને માનસિક શકિતના પ્રમાણમાં બની શકે તેટલી વય સુધી વીર્યનું પોષણ અને રક્ષણ કરવું. અને એ શકિતની ખીલવણી માટે આહાર વિહારમાં બહુજ નિયમિતપણે અને સાદાઈથી વર્તવું. આધુનિક હિંદુ સંસારમાં નાના બાળકો અને બાળકીઓની સંનિધમાં વરવધુના વિલાસની વિષયવાસના યુકત વાતોનું એક અતિ અપવિત્ર અને અધમ ચિત્ર દૃષ્ટિએ પડે છે. તે દૂર કરવા અથવા તેવી વાતોથી વિમુખ રહેતાં શીખો અને બાળકોને શીખવાડો. જ્યારે જ્યારે મન વિષય વાસના તરફ દોરાય ત્યારે તેને સત્વર અટકાવવું નહિ, પરંતુ ત્યાં પહોંચવા દીધા પછી યુકિતથી ધીમે ધીમે તેને યોગ્ય સ્થાન તરફ પ્રેરવું, વિષયની ઇચ્છા થતાં તે ઇચ્છાને એકદમ અટકાવવી નહિ. કારણ તેથી અનેક ભયંકર વ્યાધિઓ લાગુ પડે છે. પરંતુ જે વિષય તરફ ઇચ્છા થાય તે વિષયમાં સર્વવ્યાપક પ્રિય પ્રભુને જોતાં શીખવું તેથી દુષ્ટ વાસનાનો અંત આવશે અને ઇચ્છા શકિત વ્હાલા પરમાત્મામાં દૃઢ થશે. પુરશદના સમયે પણ મનને નિરંતર ઉદ્યોગમાં યોજવું જેથી અન્ય વિચારો આવી શકે નહિ. વિચારોનું કેંદ્રસ્થાન સદ વિષયોજ હોવું જોઇએ. સદવિષયોને આપણા મગજ પ્રદેશમાં પુરી રાખવા જેથી જે સમયે વિચારવાનું યોગ્ય જણાય તે સમયે તે વિષય ઉપર વિચાર તરંગોને ઉછળાવવા આથી દુષ્ટ વિચારો નષ્ટ થશે. જેટલી અસર વાતાવરણની આપણા મન ઉપર થાય છે. તેટલી અસર ભાગ્યેજ બીજી કોઇ વસ્તુની થતી હશે. તેથી આપણી આસપાસનું વાતાવરણ પવિત્ર અને સાત્વિક હોવાની જરૂર છે. જે વાતાવરણમાં સદ્‌વિચારો, સદ્‌વર્તન અને સદ્‌ધર્મના રજકણો ભર્યાં હોય તે વાતાવરણ શુદ્ધ અને સાત્વિક કહેવાય છે. વિચારોની અસર ચેપી રોગના જેવી છે. જે સ્થાનમાં વ્યભિચારાદિ વિચારો તથા વાતો થતી હોય તે સ્થાન બ્રહ્મચર્ય પાળનારાઓને વર્જિત છે. આપણું નિવાસ સ્થાન કેવું હોવું જોઇએ કે જે સ્થાનમાં આપણું જીવન ઝરણું વ્હેવાનું હોય તે સ્થાન સ્વચ્છ હવા અને તેજવાળું હોવું જોઇએ. આપણા વાંચનગૃહમાં આપણને કોઇ કોઈ

સમયે વાંચન વાંચતા વિકારો ઉદ્દ્ભવે છે. તે વિકારોને સમાવવાને માટે ભીંતો ઉપર સુંદર અને બોધક દોહરાઓ અને કહેવતો લખી રાખવી. ઉપરાંત મહાન અને ઉગ્ર બ્રહ્મચારીઓના ફોટાઓ લટકાવવા અને વિકારોનો જન્મ થતાંજ તે ફોટાઓના ચરિત્રો માનસિક શકિતદ્વારા વિચારી જવા, તેથી મન તે વિષયમાં રોકાશે અને વિકારોનો લોપ થઇ જશે. ગામડાનું જીવન સાદું અને પવિત્ર હોવાને લીધે બ્રહ્મચર્ય પાલન માટે તે અધિક અનુકુળ છે. શહેરના જીવનમાં દૃષ્ટિએ પડતી દુષ્ટ લાલચો ગામડામાં હોતી નથી. તેથી ત્યાં બ્રહ્મચર્ય સહેલાઇથી પાળી શકાય છે. બ્રહ્મચર્યવ્રત ધારણ કરનારાઓને એક અતિ ઉપયોગી નિયમ પાળવાનો છે તે એ છે કે સર્વદા સત્સંગતિમાં જીવન ગાળવું કારણઃ—

મનુષ્ય મતિ સંગતિથી ફરે છે,
ક્ષણે ક્ષણે સંગતિ પાસ દે છે,
અશકયને શકય શ્રમે કરે છે,
અધિકાર અદકો સુસંગ દે છે.

" સોબત તેવી અસર " એ આ વિષયમાં ચોકસપણે લાગુ પડે છે. " જેને જેવો સંગ રંગ પણ તેવો લાગે. " આ મહાન્ અનુભવી ગુર્જર કવિ વરનું કથન અક્ષરશઃ સત્યજ છે. કારણ સંગતિ દોષથી હજારો બલ્કે લાખો જીવન પાયમાલ થઇ ગયા છે. પોતાના સંતાનો કુસંગની જાળમાં ફસાય નહિ તેટલા માટે માતા પિતાએ ખાસ સંભાળ રાખવાની છે.

આપણા બાળકો રમત ગમતના બહુ શોખીન હોય છે. બાળપણ રમતમાંજ પસાર થાય છે. આ રમતના રિવાજો બાળકોને બહુધા ફાયદાકારક છે. કારણ તેથી તેઓના મન અને શરીર પ્રપુલ્લિત રહે છે. પરંતુ તે રમતો નિર્દોષ અને પવિત્ર હોવી જોઇએ. હાલના બાળકોની રમતોનો અનુભવ બહુજ અધમ ચિતાર ખડો કરે છે. નાનપણમાંથીજ તેઓ વહુવરની રમતો રમતા શીખે છે. અને તેથી લગ્ન વિશેના દુષ્ટ અંકુરો તેઓના કુમળાં મગજમાં ઘુસી જાય છે, જેને પરિણામે મોટી વય સુધી તેઓ બ્રહ્મચર્ય

પાળી શકતા નથી. જેવી રીતે રેચ લેવાથી મળમૂત્રના બંધારણો છુટા થઇ જાય છે તેવી રીતે બ્રહ્મચર્યનું બંધારણ તે જાતના રેચથી છુટું પડી જાય છે. તે રેચ કયા પ્રકારનો છે? સ્ત્રી સાથે એકાંત વાસ મર્યાદા રહિત ભાષણ, સ્ત્રીના વિચારો, સ્પર્શ અને સ્ત્રીના સૌન્દર્યનું સૂક્ષ્મ અવલોકન આ સર્વ વીર્યના રેચ છે માટે તે વર્જિત છે. વિષય લંપટ પુરૂષોનો સહવાસ ત્યજી એકાંત અને નિર્મળ નિવાસ રાખવો જોઇએ. પોશાકની અસર બ્રહ્મચર્ય ઉપર વિચિત્ર જ થાય છે. ભભકદાર તેલ અત્તરો દેખાવડા વસ્ત્ર આ સર્વ બ્રહ્મચારીઓના વિઘ્નો છે તેથી તેને ત્યજવાં. અને સાદો પણ સ્વચ્છ પોશાક પહેરવો જોઇએ. સદ્‌વિચારમય જીવન બ્રહ્મચારીને માટે વિશેષ આવકારદાયક છે. આ સિવાયના નિયમો મારા પોતાના શબ્દોમાં લખું તેના કરતા એક સમર્થ લેખકના જ શબ્દોમાં લખું તો તેથી સારી અસર થશે એમ મારૂં માનવું છે.

## શારીરિક નિયમોઃ—

૧. સારૂં પણ સાદું અને સાત્વિક ભોજન બ્રહ્મચર્યાવસ્થામાં વિશેષ ઉત્તમ છે. ઇન્દ્રિયોને સતેજ કરનારૂં ભોજન બ્રહ્મચારીએ ત્યજવું યોગ્ય છે.

૨. મિતાહારી થવું. અનિયમિત ખાનપાનથી ઇન્દ્રિયો અસ્વસ્થ બને છે અને એજ ઇંદ્રિયોનો વિકાર કરે છે.

૩. મોડી રાતે જમવું નહિ અને રાત્રિએ ભારે પદાર્થ લેવા નહિ.

૪. ભોજનમાં નીચેના પદાર્થો લેવાઃ—
ઘઉંની રોટલી, બાજરી તથા જુવારના રોટલા, ચોખા તથા મગની દાળ, તુરદાળ, ચણાની દાળ, મકઇ, જવ, તાંદળજા વગેરેની ભાજી, ભીંડા, રીંગણાં, કારેલાં, કંટોલાં, દુધી, ચીભડાં, વાલોળ અને સરગવો દુધ, ઘી, માખણ, મલાઈ, મોળી છાસ તથા દહીં ખાવાં અને શિખંડ, સાકર, ખાંડ અને ગોળ ખાવો નહિ. દ્રાક્ષ, નારંગી, અંજીર, તડબુચ, જાંબુ, જામફળ, દાડમ, સક્કરજંદ, કેરી કેળાં વગેરે તાજાં અને

પાકેલ ફળો ખાવાં, સીંધાલુણ સહુથી ઉત્તમ છે. મીઠું બહુજ ઓછું વાપરવું. અથાણા, ચટણી અને મશાલા ત્યાજ્ય છે.

૫. દારૂ, બીડી, તાડી, તંબાકુ, ભાંગ, ગાંજો, ચરસ, અફીણ વગેરે વ્યસની ચીજોનો ત્યાગ સત્વર કરવો. તે વસ્તુનું સ્મરણ તથા તેના વ્યસનીઓનો સંગ પણ બ્રહ્મચારીને પાપ રૂપ છે.

૬. ચા, કાફીના ઉકાળાને તો તિલાંજલિજ બક્ષો. આપણા દેશનું તેણે સત્યાનાશ વાળ્યું છે. ગૃહે ગૃહમાં નકટી ચાબાઇનું રાજ્ય પ્રસરી રહ્યું છે તે રાજ્ય સામે બંડ જગાવો અને ગૃહ રાજ્યમાંથી તેને બહિર્મુખ કરો. બસ પ્રાતઃકાળમાં તેનુંજ સ્મરણ કેટલું લજ્જાસ્પદ !

પ્રિય વાંચક નીચેના આંકડા વાંચ, તે મને ચોકસ મનુષ્ય પાસેથી મળ્યા છે. હિંદુસ્તાનમાં પરદેશથી આવતા વિદેશી દારૂની વાર્ષિક જકાત ૭૫ લાખ પૌંડ આવે છે. ત્યારે દારૂ કેટલા પૈસાનો વપરાતો હશે તેનો ખ્યાલ કર વળી વીદેશી સીગારેટ ૧૫ લાખ પૌંડની પીવાય છે, ત્યારે દેશની સાદી બીડી કેટલી પીવાતી હશે. આ ઉપરાંત ચાનું તો પૂછવુંજ શું ! આ આંકડા સત્ય છે. બંધુ, આશ્ચર્ય પામીશ નહિ હશે, હીંદના જેવા ભાગ્ય ! રડીશ નહિ. જો આટલું દ્રવ્ય હિંદુસ્તાનમાં બ્રહ્મચર્યાશ્રમની પાછળ ખરચાય તો મને તો ખાત્રી છે કે ટુંક સમયમાં આખું હિંદુસ્તાન બ્રહ્મચારી બની જાય. પછી કેવો આનંદ ! પણ સર્વ હવામાં કિલ્લા ! અફસોસ !

૭ કોહેલા પદાર્થ ખાવા કે પીવા નહિ, ટાઢો ખોરાક ત્યજી દેવો.

૮. દવાઓનો અતિ યોગ પણ શરીરને હાનિ કરે છે માટે જરૂર પુરતીજ દેશી દવા લેવી.

૯. તન અને મનની કસરત સાંજ સવાર ખુલ્લી હવામાં ફરવું, જ્યારે મનની કસરત ચાલુ હોય ત્યારે તનને આરામ

આપવો અને મનને આરામ માટે તનની કસરત કરવી. નિયમિત શારીરિક વ્યાયામથી બ્રહ્મચર્ય બહુજ સારી રીતે પાળી શકાય છે.

૧૦. પ્રાતઃકાળમાં સ્નાન ઈચ્છવા યોગ્ય છે. ન્હાતી વખતે શરીરને ખુબ ચોળવું ઠંડા પાણીનું સ્નાન લાભદાયક છે.

૧૧. નિયમિત નિદ્રા સાદા અને સ્વચ્છ બિછાના પર સુવું.

૧૨. શરીરના સર્વ અંગો શુદ્ધ અને પવિત્ર રાખવાં.

૧૩. મળમુત્રનો નિયમિત ત્યાગ કરવો તેનો જમાવ હાનિકારક છે.

૧૪. ઉંટ, હાથી, વૃષભ, અશ્વ કે રાસભ રોહણ કરવું નહિ કારણ તેથી પણ ઈંદ્રિયો વિકારી થાય છે.

૧૫. સ્ત્રીઓનું ધ્યાન કથા સ્પર્શ, ક્રીડા, દર્શન, એકાંતવાસ અને સંગ એ સર્વથી બ્રહ્મચારીએ દૂર રહેવું.

૧૬. વેશ્યા તથા વારાંગના સ્ત્રીઓનાં નૃત્ય થતાં હોય તે સ્થળમાં જવું નહીં.

વાંચકવૃંદ, આ ૧૬ નિયમો એક અનુભવી લેખિનીથી આળેખાયા છે. આ ૧૬ નિયમોમાંથી જેટલા નિયમો જેટલે અંશે પાળી શકાય તેટલા નિયમો તેટલે અંશે પાલકને લાભ આપ્યા સિવાય રહેતા નથી એમ મારો અનુભવ મને કહે છે. પરંતુ તારૂં હૃદય આ સત્ય સ્વીકારવાની મનાઇ કરે તો મારી તો તને એટલીજ ભલામણ છે કે આમાંનો એકાદ નિયમ પાળી શકાય તો પાળ અને પછી અનુભવ કર. મને તો ખાત્રી છે કે આથી ઉભય પક્ષને ફાયદો થશે. બ્રહ્મચર્યના ક્ષયનું એક ખાસ કારણ છે. અને તેનું નિવારણ પ્રથમ અગત્યનું છે, તે કારણ એ છે કે પવિત્ર તહેવારોના દિવસોમાં પવિત્ર સ્થાનમાં અપવિત્ર અને અધમ કૃત્યો બગ ભકતો આચરે છે. દૃષ્ટાંત તરિકે જન્માષ્ટમીનો મહોત્સવ. આ અષ્ટમીની મહત્તા વાંચક વર્ગને વિદિત છે. આ દિવસે રાત્રિના બારના સમયે

**શ્રીકૃષ્ણ પરમાત્માનો** માંગલિક જન્મ થાય છે. તે સમયે જે અસંખ્ય સ્ત્રી પુરૂષો શહેરોની હવેલીમાં દૃષ્ટિએ પડે છે. આ ભાવિક મનુષ્યોમાં મોટો ભાગ વ્યભિચારી હોય છે આ ધાર્મિક હેતુને નામે તે સમયે જે અધમ પ્રવર્તી રહે છે તેનું વર્ણન કરવા હું મારી સભ્યતા ઉલ્લંઘીશ નહિ. પરંતુ સુજ્ઞ વાચકો તેનો વિચાર કરી લેશો. એવી મારી ખાત્રી છે. નિર્દોષ બાલકો પણ આવા કાર્યમાં લલચાય છે. માટે આ દર્શન બંધ કરવાની આવશ્યકતા છે; અગર સ્ત્રી વર્ગને માટે તો ઉચિત છે કે તેઓએ ગ્રહમાં સ્વપતિ પરમાત્માને પ્રણામ કરી આનંદ લેવો મંદિરોમાં આરાર્તિના સમયે સ્ત્રી પુરૂષોના સાથે દર્શન બંધ થવા જોઇએ. ઉપરાંત જાગરણોના પ્રસંગે શહેરોમાં જે અવિચારી કાર્યો સંભવે છે તે આલેખતાં મારી કુમળી કલમ કલ્પાંત કરી આગળ જતાં અટકાવે છે. આ સર્વ બાબતોમાં યોગ્ય સુધારો કર્યા સિવાય બ્રહ્મચર્ય પાળવું અશક્ય છે. લગ્ન જેવા માંગલિક દિવસોમાં પણ મિથ્યા હર્ષ ઘેલાં સ્ત્રી પુરૂષો આવી પ્રવૃત્તિઓ મચાવી રહે છે. તેથી સર્વ જ્ઞાતિઓના હિતેચ્છકોને વિનતિ છે કે જ્ઞાતિના ઉત્સવોનો હેતુ પવિત્ર બનાવવો જોઇએ. ફટાણાથી જે અસર બાળકો ઉપર થાય છે તે અસર બીજા કોઇથી ભાગ્યેજ થતી હશે માટે તે તો તુર્તજ બંધ થવા જોઇએ. વળી ઢીંગલે પોતીયે રમતાં બાળકોને લાડકવાયા માતા પિતાઓ શું કહે છે તે તરફ આપણે ધ્યાન કરીએ. "અલ્યા છોકરા, તું તો હવે પરણવા જેવડો થયો છે, માટે સમજણ લાવ, નહિંતો કોઇ બાયડી આપશે નહિ" આ શબ્દો પિતાઓ ઉચ્ચારે છે, બાળક વિચાર કરે છે કે આ "બાયડીને પરણવું" એ શું ત્યાં માતાજી બોલે છે "હં તમે છોકરાને ધમકાવશો નહિ. ભાઈ તારાં લગ્ન હું કરીશ. ઘણી લાડીઓ છે તે આપણા છોકરાનીજ છેને. વળી "વીશનોરી" વળગે ત્યારે સુધરશે. આપણે જલદી વેશવાળ કરોને, માથે પડી સહુ ઉપાડે." આવા વાકયોથી બાળકો કેવું બ્રહ્મચર્ય પાળી શકે, તેનો વિચાર વાંચક, તું કરજે. ગૃહ જીવનમાં આવા વાકયો નષ્ટ થવા જોઇએ. છેલ્લો નિયમ એ છે કે જીવનની પાયમાલી કરનાર વિનાશકારક લત "હાથરસ" અથવા "હસ્ત પ્રયોગ" એકદમ બંધ કરવો જોઇએ.

# માનસિક નિયમો.

## ૧ વિદ્યાભ્યાસ:—

વિદ્યાભ્યાસનો મૂળ હેતુ મનઃશુદ્ધિ અને સંસ્કારનો હોવો જોઇએ. વિદ્વાન, કુશળ, સદાચારી અને સદ્‌ગુણી શિક્ષકો આ કાર્ય સારી રીતે કરી શકશે માટે શાળાઓમાં તેવા શિક્ષકોની યોજના કરવી જોઇએ. ઉપરાંત સદ્‌વિચારો, સદ્‌વર્તનો અને સદ્‌ધર્મોનું ઉમદા શિક્ષણ અગત્યનું છે. સુબોધ, અને નીતિનું ભાન કરાવનારૂં વાંચન બ્રહ્મચારીએ વાંચવું જોઇએ. આ વાંચન પૂરૂં પાડવા માટે તેવા પ્રકારની લાયબ્રેરીઓ ઉઘાડવી જોઇએ.

## ૨ સદ્ વિચાર:—

મનમાં જેવા વિચારો કરીએ તેવી બુદ્ધિ થાય છે અને વર્તન પણ તેવુંજ થાય છે. આપણી બુદ્ધિ અને આપણું વર્તન સંસ્કારી થાય તેટલા માટે આપણે ( બ્રહ્મચારી ) સારા વિચારો કરવા જોઇએ. જે પ્રસંગો અને સોબતથી નઠારા વિચારો ઉદ્‌ભવે તેવી સ્થિતિમાં બ્રહ્મચારીએ આવવું નહિ. મનની ગતિ અધો ભુમિ તરફ હોય છે, એટલે કે મન નઠારા વિચાર તુર્ત કરે છે તેથી તેમનો વેગ વિવેક બુદ્ધિ વડે દાવી દેવો. આ કાર્ય માટે સદ્‌વિચાર જરૂરનો છે. સદ્‌વિચારો એવા હોવા જોઇએ કે જેથી બાળકોના મન પવિત્ર, કોમળ અને શાંત રહે. આવા વિચારોનું શિક્ષણ ગૃહમાંથી શરૂ થવું જોઇએ.

## ૩ મનોબળ:—

મનનો દ્રઢ નિશ્ચય એ મનોબળ. આ બળથી બ્રહ્મચર્યમાં આવતી સર્વ અડચણો સ્વતઃ દૂર થઇ જશે. જેટલું આપણે કહીએ તેટલુંજ કાર્યમન કરી શકે તે મનોબળ. આ મનોબળ મેળવવામાં દરેક જાતના વ્યસનનો ત્યાગ એ સર્વથી સારો ભાગ બજાવે છે. મનને જે જાતના વિચારો સોંપીએ તે જાતનાજ વિચારો મન કરે તે મનોબળ વીર. નેપોલીયનના મનોબળનો આ સ્થળે આપણે

સહજ વિચાર કરીશું. નેપોલીયન કહે છે કે જયારે હું લડાઇ સંબંધી વિચાર કરતો ત્યારે અન્ય વિચાર મારા મનમાં પ્રવેશી શકતા નહિ; તેમજ લડાઇની મધ્યમાં જયારે હું ગૃહ કાર્યનો વિચાર કરતો ત્યારે લડાઇના વિચારો ઉદ્ભવતા નહિ ફકત ચાર મિનિટમાં તેઓ પૂર્ણ નિંદ્રા લેતા. કહો બંધુ, આ મહાત્માનું કેટલું મનોબળ આવું મનોબળ બ્રહ્મચારીએ મેળવવું જોઇએ.

નિબંધનો વિસ્તાર વધી જવાના ભયને લીધે માનસિક નિયમોનું વર્ણન આટલેથી અટકાવી "પરણ્યા પછીનું બ્રહ્મચર્ય" ટુંકમાં લખી નિબંધ પૂર્ણ કરવાનો વિચાર થવાથી ટુંક લખાણ હવે પછી લખાશે. તેમાં દૃષ્ટિએ પડતી ખામી વાંચક પૂર્ણ કરી લેશે એવી આશા છે.

———:o:———

## પરણ્યા પછીનું બ્રહ્મચર્ય.

આ અવસ્થામાં પાળવાનું બ્રહ્મચર્ય અધિક અગત્યતા ધરાવે છે તે સાથે તે વ્રત અધિક કઠીન પણ છે. તે બ્રહ્મચર્ય કયું છે? વિષય વાસનાને ખેંચી રાખવી, મન રૂપી ઉન્મત અશ્વને સદ્ વિચાર રૂપી લગામ વડે વશ રાખવો; "પારકી સ્ત્રીને માતૃવત જાણવી" એ સૂત્રનું યથાર્થ પાલન કરી વ્યભીચારદ્વારા વીર્યનો ક્ષય કરવો નહિ; સ્ત્રી પુરૂષે પરસ્પરની ઇચ્છા વિના વિષય વ્યાપારમાં પડવું નહિ; ચોકસ દિવસોએ જ સ્ત્રી સમાગમ કરવો વગેરે એ અવસ્થાનું બ્રહ્મચર્ય કહેવાય છે.

આ અવસ્થાના બ્રહ્મચર્યનો હેતુ પ્રજોત્પત્તિનો હોવો જોઇએ એટલે કે પ્રજા ઉત્પન્ન કરવાની ખાતરજ સ્ત્રીસંયોગ અનુકૂળ કરવો તે સિવાય બ્રહ્મચર્ય પાળવું.

**નિયમોઃ—**

પૂર્વાવસ્થામાં જે પ્રકારનો આહાર વર્ણવ્યો છે તેજ પ્રકારનો આહાર આ અવસ્થામાં પણ અનુકૂળ છે વિહાર એટલે સ્ત્રી

પુરૂષોના ખાનગી વ્યાપારમાં પણ બહુ દક્ષતા અને સાવધતાની અગત્ય છે. સમાન વયના જોડાંનો સંબંધ ઇચ્છા યોગ્ય છે. વયના કજોડાંથી અપ્રીતિ અને દંપતિવર્ગમાં તિરસ્કારની લાગણીઓ જન્મ પામે છે માટે તે અટકાવવાં જોઇએ. બાળ લગ્નનો રિવાજ અતિ હાનિકારક છે માટે તેનો તો નાશજ ઉચિત છે. લગ્ન કાર્યમાં વયનો વિચાર કરી આગળ વધવું. તે ઉપરાંત રૂપ તથા ગુણની સમાનતા પણ જરૂરની છે. જ્યાં આ ચીજોના કજોડાં અસ્તિત્વ ધરાવે છે ત્યાં વ્યભીચાર–બ્રહ્મચર્યનો ભંગ નજરે પડે છે માટે તે વિષયમાં બહુજ ધ્યાન રાખવું જોઇએ. કયા કાળમાં સ્ત્રી ગમન કરવું તે વિશેના નિયમો "માનવ ધર્મશાસ્ત્ર" એ નામના પુસ્તકમાંથી વાંચકે અવકાશના સમયે વાંચી જવા. સ્ત્રી ઋતુમતી થયા પછી રક્તસ્રાવ બંધ પડયા પછીની સોળ રાત્રિમાંથી અનુકૂળ રાત્રિએ સ્ત્રીગમન કરવું. આ નિયમથી બ્રહ્મચર્ય સાચવી શકાશે. વિહારને માટે શારીરિક સ્થિતિ પણ સંભાળવાની છે ગમે તેવા વ્યાધિવાળા શરીરોનો વિહાર ત્યજવા લાયક છે. સ્ત્રી પુરૂષના મન જ્યારે આનંદી હોય ત્યારેજ તેઓએ વિહાર કરવો જોઇએ. અસ્વસ્થ મનનો વિહાર વ્યાધિઓ ઉત્પન્ન કરે છે. સ્ત્રી પુરૂષોના દરેક અંગો પવિત્ર હોવા જોઇએ જેથી અસાધ્ય વ્યાધિ લાગુ પડવાનો ભય રહે નહિ, પોતાની પરણેલી સ્ત્રી સાથેજ સંબંધ રાખવો તેને એક પત્નીવૃત કહેવાય છે. અને આવૃત પણ બ્રહ્મચર્યનું મુખ્ય અંગ છે. એક પત્નીવૃતધારી પુરૂષ તે ખરેખરો બ્રહ્મચારી અને એક પતિવૃતધારિણી સ્ત્રી તેજ સાચી બ્રહ્મચારિણી એક પત્નીવૃત ઉપરજ સંસારની ઉન્નતિ સંભવિત છે. ધર્મશાસ્ત્ર કહે છે કે સ્ત્રીને પતિમાંજ સર્વસ્વ માની લેવાનું છે ત્યારે તેજ શાસ્ત્ર કહે છે કે પતિને પત્નીમાંજ સર્વસ્વ માનવાનું છે. આપણી સાદી ગંભીર કહેણી પણ સાક્ષી પુરે છે કે પત્નીમાંજ સર્વસ્વ જોતાં શીખો. તે કહેણી એ છે કે "હું ને મારી વહુ તેમાં આવી ગયું સહુ".

વિવેકી દંપતિઓ ઉપરના નિયમો પ્રમાણે વર્તશે તો તેઓ શરીરે નીરોગી થશે, લાંબુ જીવન ભોગવશે અને સબળ

સંતતિ પેદા કરશે આહાર વિહારમાં નિયમિતતા એજ બ્રહ્મચર્ય છે. મારા પૂજ્ય શિક્ષકના બોધક શબ્દો હું અહિ લખી જણાવીશ. My sons-the pupils, be moderate at board and bed, and you shall require no medical help. It is owing to that very principle, that at the age of sixty my memory is so very sharp.

જે મુદતમાં સ્ત્રી ગર્ભધારણ કરવા યોગ્ય થાય તથા બાળક ઉત્પન્ન કરવાની સ્થિતિએ પહોંચે તે મુદતમાં સ્ત્રીગમન થાય તો તે પવિત્ર જીંદગી તથા બ્રહ્મચર્યવૃતનું પાલન થયું ગણાય. ગર્ભિણી અવસ્થામાં સ્ત્રી સંયોગ યોજવો નહિ કારણ તેથી અસંખ્ય હાનિઓ થાય છે. ઋતુસ્ત્રાવ બંધ થયા પછી લગભગ અઢાર મહિના સુધી સ્ત્રી પુરૂષે બ્રહ્મચર્ય પાળવું. તેથી સ્ત્રીની શારીરિક સ્થિતિ જળવાશે. પુત્ર ધાવતો હોય તેવી તે શક્તિનો ક્ષય અને બીજી તરફ વીર્યનો ક્ષય એ ઉભય મૃત્યુ સમીપ લઇ જનારા છે માટે જ્યાં સુધી બાળક ધાવણ છોડે નહિં ત્યાં સુધી અખંડ બ્રહ્મચર્ય પાળવું. વાચક, આવા પ્રકારનું બ્રહ્મચર્ય આપણા દેશમાં પાળતાંની સાથેજ આપણો રંક દેશ ઉન્નતિના શિખરે પહોંચશે અને દેશમાંથી દારિદ્ર તેમજ અજ્ઞાનતા દૂર થશે. આપણા પાશવ જીવનનો પણ અંત આવશે. સ્વદેશ પ્રતિ સન્માનની લાગણી ધરાવનારા સ્વદેશ બંધુઓ, બ્રહ્મચર્યનું સામ્રાજ્ય આપણા પવિત્ર દેશમાં પ્રસરાવવા કમર કસી સેવા ક્ષેત્રમાં ઘુમવા લાગશો તોજ આપણું શારીરિક, માનસિક, આત્મિક અને ઔદ્યોગિક ક્ષેત્ર રસાળ બનશે; તેમંજ દુષ્ટ રિવાજોના અત્યાચારથી આપણો દેશ અને જ્ઞાતિઓ બચશે. સંખ્યાબદ્ધ વિધવા બ્રહ્મચારિણી આપણી સ્ત્રી સમાજોની ઉત્તમ સેવા બજાવી તે વર્ગને ઉન્નત બનાવશે. આપણા બ્રહ્મચારીઓના જીવનો દેશ ખાતર ગાળવામાં આવશે. દેશને માટે તે બ્રહ્મચારીઓ દેશ વિદેશ વિચરશે. પોતાના રંક દેશની સુધારણા માટે તેઓ એક ભિક્ષુક તરીકેનું પણ કાર્ય કરશે. બ્રહ્મચર્યના તપોબળથી આ હિંદ ભૂમિને પુનઃ દેવતાઓની ભુમિ બનાવશે. વળી અસાધ્ય કામોને સાધ્ય બનાવશે કારણઃ—

કઠણુ કામ પણુ સાધી લે જેને વીર્યનું જોર,
કરવું પાલન તે તણું રાખીએ અંકોર.

બ્રહ્મચર્ય પાલન થતાંની સાથેજ આપણો સંસ્કારી દેશ પુનઃ પ્રજાત્વ પ્રાપ્ત કરશે. જે પ્રકારના સુધારાઓ આપણે સેંકડો પ્રયત્નો છતાં કરી શકતા નથી તે વીર્યના બળથી સ્વતઃ શકય થઇ જશે. દરેક હિંદીવાનને વિનતિ છે કે બ્રહ્મચર્ય પાળો અને પળાવો.

પૂજ્ય છે સુજ્ઞાતિમાં બંધુ અમારા બાળકો,
સુખી અને નીરોગી છે સુજ્ઞો અમારા બંધુઓ
ગુણો અને સદ્ વર્તનો પ્રસરે વળી અમ જ્ઞાતિમાં,
સદ્ ધર્મને બ્રહ્મચર્ય જો આવી વસે અમ જાતિમાં.
ઋષિ અને મુનિ બની અમ બાળકો જડતા તજી,
પ્રસન્ન કરશે ઇષ્ટને છે ભકતો તણાં જે સારથી
ઘટશે ઇર્ષ્યા વધશે વિદ્યા માતા અને અમ પુત્રીમાં,
સદ્ ધર્મને બ્રહ્મચર્ય જો આવી વસે અમ જાતિમાં.
નેકટાઇને જે કોલરો જયાં ત્યાં બહુ વપરાય છે,
નકટા ગણાવી જ્ઞાતિમાં જે શ્વાન પદ દેનાર છે;
તેનો અને "ટી કપ્સનો" વિનાશ નકકી તો થશે,
સદ્ ધર્મને બ્રહ્મચર્ય જો અમ જ્ઞાતિમાં આવી વસે.
ધન્ય ધાન્યની વૃદ્ધિ થશે કલેશો કુટુંબોના જશે,
સમભાવના ઉત્પન્ન થઇ દુઃખો અમારા બાળશે;
પત્નીઓ અમ સુશીલ બનશે દ્રઢ થાશે ભક્તિમાં
સદ્ ધર્મને બ્રહ્મચર્ય જો આવી વસે અમ જ્ઞાતિમાં.
ભીષ્મ જેવા પુત્રથી છલકાશે પણ અમ જ્ઞાતિઓ,
ગોખલે અને ગાંધી બની અમ ઉદ્ધાર કરશે બંધુઓ;
જાગી હવે દોડી હવે ઉચ્ચ સ્થિતિને અમ પામીશું,
સદ્ ધર્મને બ્રહ્મચર્યના જો ભુષણો અમ ધારીશું.

પ્રિય વાચક, કૃષ્ણુા અવતારના એક ઉગ્ર બ્રહ્મચર્ય વૃત ધારી મહાત્માનું ચરિત્ર તને સ્મૃતિમાં હશે પણ કદાચ વિસ્મૃત થયુ હોય તો સાંભળ જે મહાત્માએ જીવન પર્યંત બ્રહ્મચર્ય પાળવાની

દારૂણ પ્રતિજ્ઞા લઇ પિતાની રાજયગાદીને જતી કરી હતી અને જે મહાત્માએ મૃત્યુને પણ વશ કરી લીધું હતું તે મહાત્મા કોણ હતા ? તે નૈષ્ઠિક બ્રહ્મચારી મહાભારતના દાદા ભીષ્મ પિતામહ હતા. તેમનું અખંડ બ્રહ્મચર્ય વૃત ચીરસ્મરણીય છે. તે મહાત્માનું સાયં પ્રાતઃ ધ્યાન ધરજે.

રામાવતારમાં જે વીર સુભટે અનુપમ પરાક્રમનું દિગ્દર્શન કરાવી લંકાપુરીને ભસ્મ શાત કરી રાવણ જેવા મહાન યોધાને હુંફાવી સતી માતા સીતાજીની શોધ લાવ્યા હતા અને શત્રુ-સૈન્યમાં જેણે વીર હાંક ગર્જાવી હતી તે કોણ હતા ? તે બાળ બ્રહ્મચારી પવનકુમાર હનુમાન હતા. તેમનું અદ્ભૂત પરાક્રમ તૂં અહોનિશ યાદ કરજે.

સાંપ્રત સમયના મહાભારતમાં જે 'વીરનરે અપ્રતિમ બુદ્ધિબળ દાખવી મિત્ર સેનાનું રક્ષણ કર્યું હતું અને જેની વ્યૂહ રચના અલૌકિક મનાતી હતી અને જેના શોકજનક મૃત્યુથી મિત્ર રાજ્યો રડે છે તે વીર યોધો કોણ હતો ? સ્ત્રી દર્શનને પણ ધિક્કારનાર નૈષ્ઠિક બ્રહ્મચારી લોર્ડ કિચનરનું પણ હૃદયના પ્રેમપૂર્વક ધ્યાન ધરજે.

પરમાત્મા આવા બ્રહ્મચારી મહાત્માઓ હિંદુસ્તાનમાં ઉત્પન્ન કરે એવી હૃદયની પ્રાર્થના સહિત આ લેખ હવે પૂર્ણ કરીશ.

પ્રિય વાચકવૃંદ, આ નિબંધ અહિંથી અટકે છે. યોગ્ય લાગે તે ગ્રહણ કરવા વિનંતિ છે. વિચાર તથા શબ્દની ન્યૂનતાને લઇને અયોગ્ય લખાણ થયું હોય તેની ક્ષમા આપજે. પરમાત્મા સર્વત્ર શાંતિ પ્રસારો

બ્રહ્મચર્યના નૈષ્ઠિક પાલનથી દિવ્ય સ્નેહનું ઝરણું આપણાં હૃદયસ્થાનમાં વ્હેવા લાગશે. મારા વ્હાલા પ્રભુ પરમાત્માની પૂર્ણ કૃપા બળથી આપણા જીવનો રસમય બનશે. જે પરમાત્માની શોધમાં આપણે જૂદી જૂદી પ્રવૃત્તિઓ ચલાવી રહ્યા છીએ તે

પરમાત્મા આપણા હૃદયમાં નિવાસ કરતા જણાશે. આપણો એકજ આત્મા છે અને અન્ય આત્માઓ ભિન્ન છે તેવી અસત્ય માનિનતા દૂર થશે. સર્વમાં મારો પ્રભુ બીરાજેલો છે તેવું આપણને ભાન થશે. દિવ્ય પ્રેમ સર્વ હૃદયોમાં ઉછળી રહેશે. ત્યારે અખિલ વિશ્વ પ્રેમમય બનશે. અહો બંધુ! તે દિવ્યાનંદ! અહા પ્રિય પ્રભુ! તે સ્વર્ગીય સુખનો શું અનુભવ! સર્વજ્ઞ પિતા! કૃપા કરો! હિંદ ભૂમિનો ઉદ્ધાર કરો એજ અંતિમ પ્રાર્થના.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



"શ્રીવળા ઔદિચ્ય સહસ્ર જ્ઞાતિ હિતવર્ધક મંડળ" મુંબ.

# વિજ્ઞપ્તિ.

૧ આ મંડળનો "જ્ઞાતિહિત" એજ ઉદ્દેશ હોવાથી જ્ઞાતિ હિતના દરેક કાર્યો તુરતમાં ઉપાડી લેવામાં આવે છે.

૨ દરેક જ્ઞાતિ બન્ધુઓને અરજ કરવામાં આવે છે, કે પોતાને ત્યાં આવતા શુભાશુભ પ્રસંગોએ સ્વયં સેવકોની જરૂર પડેતો આ મંડળ તરફ માગણી કરવી.

૩ આ મંડળ તરફથી દરવર્ષે માગવામાં આવતા નિબન્ધો જ્ઞાતિના દરેક ઉત્સાહી લેખકે લખવા પ્રયત્ન કરવો.

૪ શ્રીવળામાં ચાલતી સંસ્કૃત પાઠશાળાના ફંડમાં કોઈપણ ગ્રહસ્થને મદદ આપવાની ઈચ્છા થાય તો તેમણે આ મંડળના સેક્રેટરીઓ તરફ મોકલી આપવા મેહરબાની કરવી જે મળ્યેથી તેની પહોંચ આપવામાં આવશે.

૫ આ મંડળમાં પોતાને યોગ્ય લાગે તે વર્ગમાં મેમ્બર થવાની દરેક બન્ધુઓને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

૬ મુંબઇની યુનીવર્સીટીમાં પરિક્ષા દેવા આવનાર જ્ઞાતિના વિદ્યાર્થીઓને દરેક જાતની સગવડતા કરી આપવામાં આવે છે, એવી સગવડતા મેળવવા ઇચ્છનાર વિદ્યાર્થીઓએ સેક્રેટરીઓને અરજ કરવી.

૭ આ મંડળનો દરેક પત્ર વ્યવહાર સેક્રેટરીઓ તરફ કરવો.

